છાપવાથી વાચકને સગળતા રહેશે એમ ધારીએ છીએ. વિદ્વાનો તેમજ વિદ્યાર્થીઓને આ રીતથી ઘણી સગળતા રહેશે. વળી સ્વાધ્યાય માટે મૂળ ગાથાઓ કંઠસ્થ કરનારને પણ આ છૂટી કરેલી સૂત્રની ગાથાઓ ઉપયોગી થશે એવી ધારણા છે અને મૂળ માગધી નહિ જાણનાર માટે સીધું ગુજરાતી વાંચવાની અનુકૂળતા રહેશે.

સૂત્રની મૂળ ગાથાઓને સંશોધિત કરી આપવામાં પૂ. મુનિશ્રી રામકૃષ્ણજી મહારાજે જે પરિશ્રમ લીધો છે તેને માટે આ સભા તેમની ઋણી છે.

જૈનાગમોમાં પ્રાણીમાત્રના કલ્યાણ માટે જ્ઞાનનો ભંડાર ભર્યો છે. તે મહાસાગરમાંથી થોડાક આવશ્યક વિષયોને પસંદ કરી, તેના ઉપર સૂત્રોમાંથી ગાથાઓ ચૂંટી કાઢી, આ "વીરવાણી"ની રચના કરી છે તેમ કરવામાં હું કેટલે અંશે સફળ થયો છું, તેનો નિર્ણય તજ્જ્ઞો કરશે. મેં તો કર્તવ્યની સહજ ભાવનાને મૂર્ત બનાવી છે.

મૂળ ગાથાઓનું સંશોધન કરી આપવા માટે, આ પુસ્તકને આદ્યંત જોઈ જવા માટે તથા તેની પ્રસ્તાવના લખી આપવા માટે પૂ. યોગીરાજશ્રી રામકૃષ્ણજી મહારાજના સુશિષ્ય વિદ્વાન મુનિશ્રી રામકૃષ્ણજી મહારાજનું ઋણ મારી ઉપર કાંઈ જેવું તેવું નથી.

# પ્રસ્તાવના

માનવ સમાજના વિકાસ માટે રાષ્ટ્રધર્મની વ્યવસ્થાઓ થતી રહી છે, પરંતુ તેથી માનવ સમાજનો સાચો વિકાસ થયો નથી. તેથી માનવ સમાજના પૂર્ણ વિકાસ માટે ભગવાન મહાવીર જેવા દાર્શનિક મહાપુરુષોની સંસારને મહાન આવશ્યકતા રહી છે.

દાર્શનિક મહાપુરુષોના અભાવમાં સંસાર કદી સુખી બનતો નથી સંસાર ગમે તેટલા સાધનોથી પરિપૂર્ણ હોય છતાં પણ, જગતના પદાર્થોનું દીર્ઘદૃષ્ટિથી વિશ્લેષણ કરનાર મહાપુરુષોની માનવ સમાજને પરમાવશ્યકતા રહી છે

ભગવાન મહાવીર નિર્વાણ પથના નેતા હતા. તેમનું જીવન રાગ દ્વેષથી સંપૂર્ણ મુક્ત હતું તેમની જ્ઞાન જ્યોતિ વિશ્વના અણુએ અણુનું વિશ્લેષણ કરતી ભગવાન મહાવીર આપ્ત પુરુષ હતા, યથાર્થ વક્તા હતા, મહર્ષિ હતા, બુદ્ધ હતા, શ્રમણ સંસ્કૃતિમાં ભગવાન મહાવીર અર્હન્ હતા, જિન હતા, તીર્થંકર હતા

વાચકગણની પવિત્ર આંખોની સમક્ષ આ 'વીરવાણી" પુસ્તક ઉપસ્થિત છે. તેમાં વિશ્વો અર્પેન ભગવાન મહાવીરનો મુખ્ય ઉપદેશ સંકલિત કરવામાં આવ્યો છે આ પ્રકાશનનો ઉદ્દેશ શું છે તે એક ગંભીર અને મૌલિક પ્રશ્ન છે

મહાપુરુષ, તેમનું આચરણ, તેમનો ઉપદેશ–એ વિશ્વની અલૌકિક શક્તિ છે. જ્યાં ભૌતિક બળ અને ભૌતિક શક્તિઓ સંસારને સુખી

વિરોધમાં ભગવાન મહાવીરે બુલંદ અવાજ કર્યો કે—"सव्वे जीवाऽवि इच्छति जीविउं" વિશ્વના નાનામાં નાના પ્રાણીથી માંડી મોટામાં મોટા પ્રાણીઓ સુધી સર્વે જીવવા ઇચ્છે છે, મૃત્યુ કોઈને પસંદ નથી તેથી ગમે તે કારણથી તેમની કરવામાં આવતી હિંસા તે હિંસા જ છે, પાપ છે તેથી કદી ધર્મ થતો નથી અથવા સ્વર્ગનું સુખ પણ મળતું નથી. આ પ્રમાણે ભગવાન મહાવીરે તે વખતે સ્થાપિત થયેલા કલંકિત હિંસાના સિદ્ધાંતો ઉપર નિષ્કલંક અહિંસાની છાપ લગાવી.

તેણે ભગવાન મહાવીરની કલ્યાણકારી વાણીને અવશ્ય અભિનંદવી પડશે અને પોતાની વિચારધારાના પ્રવાહને અનંત મંગળનો નિર્દેશ કરતી પવિત્ર વીરવાણીની તરફ લઈ જવો પડશે અને તેણે નિર્મિત કરેલા માર્ગ ઉપર ચાલવું પડશે.

મહાપુરુષોનો ઉપદેશ આ મનુષ્ય લોકને સ્વર્ગ બનાવવા માટે અને મનુષ્યને પોતાના અંતિમ લક્ષ્ય સુધી પહોંચાડવા માટે જ હોય છે એવા મંગળમય વિશ્વની રચનાના ઉદ્દેશ્ય માટે વીરવાણી આપની સામે પ્રસ્તુત છે.

"વીરવાણી"ના સંશોધનમાં મને જે ગ્રંથોની આવશ્યકતા પડી છે તેમાં શ્રી ગુલાબચંદજી જૈન(પ્રમુખ, શ્રી મહાવીર જૈન પબ્લિક લાયબ્રેરી, દિલ્હી)ની ઘણી સહાયતા પ્રાપ્ત થઈ છે, તેથી વીરવાણી-ના સંશોધન સાથે તેમનું નામ સ્મૃતિમાં રહેશે

મુનિ રામકૃષ્ણ

# વિષયાનુક્રમ

| વિષય | પૃષ્ઠ |
|---|---|

# મંગળાચરણ

## વીરસ્તુતિ

(१)

से सव्वदसी अभिभूयनाणी,
णिरामगंधे धिइम ठिअप्पा।
अणुत्तरे सव्वजगंसि विज्ज,
गंथा अतीते अभए अणाऊ॥१॥

—सूयगडांग सूत्र, श्रु १, अ ६, गा ५

(२)

से पन्नया अक्खयसागरे वा,
महोदधी वावि अणतपारे।
अणाइले वा अकसाई मुक्के,
सक्के व देवाहिवई जुइमं॥२॥

—सूयगडांग सूत्र, श्रु १, अ ६, गा ८

# મંગળાચરણ

## વીરસ્તુતિ

(૧)

ભગવાન મહાવીર સર્વદર્શી, કેવળજ્ઞાની, મૂળ અને ઉત્તરગુણથી વિશુદ્ધ ચારિત્રનું પાલન કરનાર, ધૃતિયુક્ત અને આત્મસ્વરૂપમા સ્થિત હતા. તેઓશ્રી સંપૂર્ણ વિશ્વમા સર્વશ્રેષ્ઠ વિદ્વાન હતા અને બાહ્ય અને આભ્યંતર એ બન્ને પ્રકારની ગ્રંથિઓથી રહિત, નિર્ભય અને વર્તમાન આયુ સિવાયના અન્ય કોઈ આયુથી રહિત હતા. (૧)

—સૂયગડાંગ સૂત્ર, શ્રુ ૧, અ ૬, ગા ૫

(૨)

ભગવાન મહાવીર સમુદ્ર સમાન અક્ષય પ્રજ્ઞાવાળા હતા તેમની પ્રજ્ઞાનો સ્વયંભૂરમણ સમુદ્રની પેઠે પાર નથી જેમ સ્વયંભૂરમણ સમુદ્રનું પાણી નિર્મળ છે તેમ ભગવાનની પ્રજ્ઞા નિર્મળ છે ભગવાન કષાયોથી રહિત અને મુક્ત છે ભગવાન ઇંદ્રની પેઠે દેવતાઓના અધિપતિ તથા ઘણા તેજસ્વી છે (૨)

—સૂયગડાંગ સૂત્ર, શ્રુ ૧, અ ૬, ગા ૮

(३)

अणुत्तरं धम्ममुईरइत्ता,
अणुत्तरं झाणवरं झियाई।
सुसुक्कसुक्कं अपगंडसुक्कं,
संखिंदुएगंतवदातसुक्कं ॥३॥

—सूयगडांग सूत्र, श्रु. १, अ. ६, गा. १६.

(४)

अणुत्तरग्गं परमं महेसी,
असेसकम्मं स विसोहइत्ता।
सिद्धिं गते साइमणंतपत्ते,
नाणेण सीलेण य दंसणेण ॥४॥

सूयगडांग सूत्र, श्रु. १, अ. ६, गा. १७.

(५)

जहा सयंभू उदहीण सेट्ठे,
नागेसु वा धरणिंदमाहु सेट्ठं।
खोओदए वा रसवेजयंते,
तवोवहाणे मुणि वेजयंते ॥५॥

—सूयगडांग सूत्र, श्रु. १, अ. ६, गा. २०.

(૩)

ભગવાન મહાવીર સ્વામી સર્વોત્તમ ધર્મ બતાવી સર્વોત્તમ ધ્યાન ધ્યાતા હતા. તેમનું ધ્યાન અત્યંત શુકલ વસ્તુના જેવું દોષ રહિત શુકલ હતું તથા શંખ અને ચંદ્રમા જેવું શુદ્ધ હતું. (૩)

—સૂયગડાંગ સૂત્ર, શ્રુ. ૧, અ. ૬, ગા. ૧૬.

(૪)

મહર્ષિ ભગવાન મહાવીર સ્વામીએ જ્ઞાન, દર્શન અને ચારિત્રના પ્રભાવથી જ્ઞાનાવરણીય આદિ સમસ્ત કર્મોનો નાશ કરી સર્વોત્તમ પરમ સિદ્ધિને પ્રાપ્ત કરી છે, કે જે સિદ્ધિનો આદિ છે પણ અંત નથી. (૪)

—સૂયગડાગ સૂત્ર, શ્રુ. ૧, અ ૬, ગા ૧૭.

(૫)

જેમ સર્વે સમુદ્રોમાં સ્વયંભૂરમણ સમુદ્ર શ્રેષ્ઠ છે, નાગોમાં ધર ણેંદ્ર શ્રેષ્ઠ છે અને સર્વે રસવાળામાં ઇક્ષુ રસોદક સમુદ્ર શ્રેષ્ઠ છે, તેમ સર્વે તપસ્વીઓમાં શ્રમણ ભગવાન મહાવીર સ્વામી શ્રેષ્ઠ છે. (૫)

—સૂયગડાગ સૂત્ર, શ્રુ. ૧, અ. ૬, ગા. ૨૦.

(६)

दाणाण सेट्ठं अभयप्पयाणं,
सच्चेसु वा अणवज्जं वयंति।
तवेसु वा उत्तम बंभचेरं,
लोगुत्तमे समणे नायपुत्ते॥६॥

—सूयगडांग सूत्र, श्रु १, अ ६, गा २३.

(७)

ठिईण सेट्ठा लवसत्तमा वा,
सभा सुहम्मा व सभाण सेट्ठा।
निव्वाणसेट्ठा जह सव्वधम्मा,
न नायपुत्ता परमत्थि नाणी॥७॥

—सूयगडांग सूत्र, श्रु १, अ. ६, गा. २४

(८)

पुढोवमे धुणइ विगयगेही,
न सण्णिहिं कुव्वति आसुपन्ने।
तरिउं समुद्दं व महाभवोघं,
अभयंकरे वीर अणंतचक्खू॥८॥

—सूयगडांग सूत्र, श्रु १, अ ६. गा. २५.

(૬)

જેમ દાનોમા અભયદાન શ્રેષ્ઠ છે, સત્યમા જેથી કોઈને દુ ખ ન થાય એવુ સત્ય શ્રેષ્ઠ છે, તપમા બ્રહ્મચર્ય ઉત્તમ છે, તે પ્રમાણે લોકમા જ્ઞાતપુત્ર ભગવાન મહાવીર સ્વામી શ્રેષ્ઠ છે (૬)

—સૂયગડાગ સૂત્ર, શ્રુ ૧, અ ૬, ગા ૨૩

(૭)

જે પ્રમાણે સર્વ સ્થિતિવાળાઓમા અનુત્તર વિમાનના દેવો શ્રેષ્ઠ છે, સર્વ સભાઓમા સુધર્મા સભા શ્રેષ્ઠ છે અને સર્વ ધર્મોમા નિર્વાણ (મોક્ષ) શ્રેષ્ઠ છે, તેમ જ્ઞાનીઓમા જ્ઞાતપુત્ર ભગવાન મહાવીર શ્રેષ્ઠ છે (૭)

—સૂયગડાગ સૂત્ર શ્રુ ૧, અ ૬, ગા ૨૪

(૮)

ભગવાન મહાવીર સ્વામી પૃથ્વીની પેઠે સર્વ પ્રાણીઓના આધાર છે, તથા તેઓ આઠ કર્મોના મળને દૂર કરનાર અને ગૃદ્ધિ રહિત છે ભગવાન શીઘ્ર બુદ્ધિવાળા અને ક્રોધાદિના સંપર્કથી રહિત છે ભગવાને સમુદ્ર સમાન મહાન્ સંસારને પાર કરી મોક્ષ પ્રાપ્ત કરેલ છે ભગવાન પ્રાણીઓને અભય આપનાર અને અનત જ્ઞાની છે (૮)

—સૂયગડાગ સૂત્ર શ્રુ ૧, અ. ૬, ગા ૨૫

(૯)

उड्ढं अहे य तिरियं दिसासु,
तसा य जे थावर जे य पाणा।
से णिच्चणिच्चेहि समिक्ख पन्ने,
दीवे व धम्मं समियं उदाहु ॥९॥

—सूयगडाग सूत्र, श्रु. १. अ ६, गा. ४.

(१०)

सोच्चा य धम्मं अरहंतभासियं,
समाहितं अट्ठपदोवसुद्धं।
तं सद्दहाणा य जणा अणाऊ,
इंदा व देवाहिव आगमिस्संति ॥१०॥

—सूयगडाग सूत्र, श्रु १, अ. ६, गा. २९.

(૯)

કેવળજ્ઞાની ભગવાન મહાવીરે ઊંચી નીચી અને તીરછી દિશામાં રહેનાં ત્રસ અને સ્થાવર પ્રાણીઓ નિત્ય અને અનિત્ય એમ બન્ને પ્રકારનાં જાણી દીપકની સમાન પદાર્થને પ્રકાશિત કરનાર ધર્મનું કથન કરેલું છે (૯)

—સૂયગડાંગ સૂત્ર શ્રુ ૧, અ ૬ ગા ૪

(૧૦)

શ્રી અરિહંત દેવ દ્વારા કથિત યુક્તિસંગત તથા શુદ્ધ અર્થ અને પદવાળા આ ધર્મને સાંભળી જે આત્માઓ તેમાં શ્રદ્ધા કરે છે તેઓ (આયુ કર્મથી રહિત હોય તો) મોક્ષને પ્રાપ્ત કરે છે અથવા (આયુ કર્મ સહિત હોય તો) ઇંદ્રની પેઠે દેવતાઓના અધિપતિ બને છે (૧૦)

—સૂયગડાંગ સૂત્ર શ્રુ ૧ અ ૬, ગા ૨૯

# જિન શાસન

૧૧

जे य अतीता, जे य पडुप्पन्ना, जे य आगमिस्सा अरहंता भगवंतो, ते सव्वे एवमाइक्खंति, एवं भासंति, एवं पण्णवेंति, एवं परूवेंति—

सव्वे पाणा, सव्वे भूया, सव्वे जीवा, सव्वे सत्ता, ण हंतव्वा, ण अज्जावेयव्वा, ण परिघेत्तव्वा, ण परियावेयव्वा, ण उद्दवेयव्वा ।

एस धम्मे, सुद्धे, णितिए, सासए, समेच्च लोयं खेयन्नेहिं पवेइए, तं जहा—उट्ठिएसु वा, अणुट्ठिएसु वा, उवट्ठिएसु वा, अणुवट्ठिएसु वा, उवरयदंडेसु वा, अणुवरयदंडेसु वा, सोवहिएसु वा, अणोवहिएसु वा, संजोगरएसु वा, असंजोगरएसु वा। तच्चं चेयं, तहा चेयं, अस्सिं चेयं पवुच्चइ ॥ १ ॥

—आचाराग सूत्र, श्रु १, अ ४, उ १, सू १

१२

जहित्तु संगंथमहाकिलेसं, महंतमोहं कसिणं भयावहं।
परियायधम्मं च भिरोयएज्जा, वयाणि सीलाणि परीसहे य ॥२॥

१३

अहिंससच्चं च अतेणगं च, तत्तो य बंभं अपरिग्गहं च।
पडिवज्जिया पंचमहव्वयाणि, चरिज्ज धम्मं जिणदेसियं विदू ॥३॥

१४

सव्वेहिं भूएहिं दयाणुकंपी, खंतिक्खमे संजयबंभयारी।
सावज्जजोगं परिवज्जयंतो, चरिज्ज भिक्खू सुसमाहि-इंदिए ॥४॥

—उत्तराध्ययन सूत्र २१/११-१३

१५

एवं मत्ता महंतरं।
धम्ममिण सहिया बहू जणा।
गुरुणो छंदाणुवत्तगा।
विरया तिण्णा महोघमाहितं॥

—सूयगडांग सूत्र, श्रु. १, अ. २, उ २, गा ३२.

(૧૨)

મોક્ષાર્થી પુરુષોએ મહાક્લેશ અને મહાભય ઉત્પન્ન કરનાર પરિગ્રહ અને સ્વજનાદિ સંબંધને છોડીને પ્રવ્રજ્યા ધર્મને રુચિપૂર્વક સ્વીકારવો અને વ્રત તથા સદાચારનું આરાધન કરી પરિષહોને જીતવા. (૨)

(૧૩)

અહિંસા, સત્ય, અસ્તેય (અચૌર્ય), બ્રહ્મચર્ય અને અપરિગ્રહ રૂપ પાંચ મહાવ્રતોને સ્વીકારી જિનોપદેશિત ધર્મનું પાલન કરવું. (૩)

(૧૪)

વિશ્વના સમસ્ત જીવો ઉપર દયાનુકંપી થવું, કષ્ટ સહન કરી ક્ષમા રાખવી, બ્રહ્મચારી અને સંયમી રહેવું, સમાધિવંત બની ઇન્દ્રિયોને વશમાં રાખવી અને પાપયોગોનો ત્યાગ કરીને વિચરવું. (૪)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૨૧/૧૧-૧૩

(૧૫)

એ પ્રમાણે આત્મહિત, મનુષ્ય જન્મ અને સદ્ધર્મ મળવાં દુર્લભ છે એવું જાણી હળુકર્મી ગુર્વાજ્ઞાનુવર્તી આત્માઓ મહા પ્રવાહવાળા આ સંસાર સમુદ્રને તરી ગયા છે તીર્થંકર દેવોએ આ પ્રમાણે ફરમાવ્યું છે. (૫)

—સૂયગડાંગ સૂત્ર, શ્રુ. ૧, અ. ૨, ઉ. ૨, ગા. ૩૨.

# મંગળ માર્ગ

(૧૬)
असखय जीविय मा पमायए
जरोवणीयस्स हु नत्थि ताण।
एव विजाणाहि जणे पमत्त,
किण्णु विहिंसा अजया गहिंति? ॥१॥

(१७)
जे पावकम्मेहिं धण मणूसा,
समाययति अमइ गहाय।
पहाय ते पासपयट्टिए नरे,
वेराणुबद्धा नरय उवेंति ॥२॥

(१८)
तेणे जहा सधिमुहे गहीए,
सकम्मुणा किच्चइ पावकारी।
एव पया पेच्च इह च लोए,
कडाण कम्माण न मोक्ख अत्थि ॥३॥

(१९)
ससारमावन्न परस्स अट्ठा,
साहारण ज च करइ कम्म।
कम्मस्स ते तस्स उ वेयकाले,
न बधवा बधवय उवेंति ॥४॥

—उत्तराध्ययन सूत्र ४/१४

# મંગળ માર્ગ

(૧૬)

તૂટેલું જીવન ફરીથી સંધાય તેવું નથી, માટે પ્રમાદ ન કરો. જરાથી ઘેરાયેલાનું રક્ષણ નથી એમ અવશ્ય ચિંતવો. પ્રમાદી, અસંયમશીલ અને હિંસક જીવો કોને શરણે જશે? (૧)

(૧૭)

જે માણસો કુબુદ્ધિવશ પાપકર્મો કરીને ધન પેદા કરે છે, કર્મના પાશથી ઘેરાયેલા અને વેરથી બંધાયેલા તે મનુષ્યો ધનને અહીં જ છોડીને નરક ગતિમાં ચાલ્યા જાય છે. (૨)

(૧૮)

ચોર જેમ પોતે જ કરેલા સંધિમૂળમાં પકડાઈ જાય છે તેમ જીવો પોતે કરેલા પાપનાં ફળ આ લોક તેમજ પરલોકમાં ભોગવે છે; કારણ કે કરેલાં કર્મો ભોગવ્યા વિના મુક્તિ નથી. (૩)

(૧૯)

પોતાને કે બીજાને માટે જે માણસ પાપકર્મો કરે છે તેનાં ફળ તેને એકલાને જ ભોગવવાં પડે છે તે વખતે બંધુઓ બંધુતા દાખવી શકતા નથી, એટલે કે સહાયતા કરવા સમર્થ હોતા નથી. (૪)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૪/૧-૪

(૨૦)

वित्तेण ताणं न लभे पमत्ते,
इमम्मि लोए अदुवा परत्था ।
दीवप्पणट्ठे व अणंतमोहे,
नेयाउयं  दट्ठुमदट्ठुमेव ॥५॥

(૨૧)

सुत्तेसु याऽवि पडिबुद्धजीवी,
न वीससे पडिए आसुपण्णे ।
घोरा मुहुत्ता अबलं सरीरं,
भारंडपक्खी व चरेऽप्पमत्ते ॥६॥

(૨૨)

चरे पयाइं परिसंकमाणो,
जं किंचि पासं इह मन्नमाणो ।
लाभंतरे जीविय वूहइत्ता,
पच्छा परिन्नाय मलावधंसी ॥७॥

(૨૩)

छंदनिरोहेण उवेइ मोक्खं,
आसे जहा सिक्खियवम्मधारी ।
पुव्वाइं वासाइं चरेऽप्पमत्ते,
तम्हा मुणी खिप्पमुवेइ मोक्खं ॥८॥

—उत्तराध्ययन सूत्र ४/५-८

(૨૦)

પ્રમાદી પુરુષ આ લોક કે પરલોકમા ધનથી રક્ષણ મેળવી શકતો નથી. જેનો દીવો બુઝાઈ ગયો છે એવા અનંત મોહવાળા પ્રાણીઓ ન્યાયમાર્ગને જોઈને પણ ન જોયો હોય એમ વ્યામોહ પામે છે. (૫)

(૨૧)

મોહમા સૂતેલાઓની વચ્ચે રહીને પણ પ્રજ્ઞાવાન સંયમી પંડિત પ્રમાદમાં વિશ્વાસ ન કરે. કાળ ભયંકર છે અને શરીર નિર્બળ છે, તેથી ભારંડ પક્ષીની પેઠે અપ્રમત્ત થઈને વિચરે (૬)

(૨૨)

ચારિત્રમા દોષો પ્રત્યે હમેશા શંકાશીલ રહેવુ થોડી પણ આસક્તિ એ બંધન છે એમ માની સાવધ થઈ વિચરવુ સંયમનો લાભ થતો હોય ત્યાં સુધી જ જીવનને પોષવુ, પછી (જ્યારે જીવન અસંયમનુ કારણ બની જાય ત્યારે) જ્ઞાનપૂર્વક શરીરનો અંત આણવો. (૭)

(૨૩)

જેમ સારી રીતે કેળવાયેલો તેમજ બખ્તરવાળો ઘોડો રણ-ક્ષેત્રમાં વિજય મેળવે છે તેમ સ્વચ્છંદતાને રોકનાર મુનિ પણ શીઘ્રાતિ-શીઘ્ર મુક્તિપદને પામે છે. વળી પૂર્વ વર્ષો સુધી અપ્રમત્ત થઈ વિચર-નાર મુનિ પણ તેવી જ રીતે શીઘ્ર મોક્ષ પામે છે (૮)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૪/૫ ૮

(२४)

स पुव्वमेवं न लभेज्ज पच्छा,
एसोवमा सासयवाइयाणं ।
विसीयई सिढिले आउयम्मि,
कालोवणीए सरीरस्स भेए ॥९॥

(२५)

खिप्पं न सक्केइ विवेगमेउं,
तम्हा समुट्ठाय पहाय कामे ।
समिच्च लोयं समया महेसी,
आयाणुरक्खी चरेऽप्पमत्ते ॥१०॥

(२६)

मुहुं मुहुं मोहगुणे जयंतं,
अणेगरूवा समणं चरंतं ।
फासा फुसंति असमंजसं च,
न तेसि भिक्खू मणसा पउस्से ॥११॥

(२७)

मंदा य फासा बहुलोहणिज्जा,
तहप्पगारेसु मणं न कुज्जा ।
रक्खिज्ज कोहं विणएज्ज माणं,
मायं न सेवेज्ज पहेज्ज लोहं ॥१२॥

— उत्तराध्ययन सूत्र ४/९ १२

(૨૪)

"પહેલા નહિ સધાયુ તો પછી સધાશે"–એવી શાશ્વતવાદી કલ્પના કરે છે પરતુ આયુષ્ય જ્યારે શિથિલ થઈ જાય છે, શરીર તૂટવા માડે છે અને મૃત્યુ નજદીક આવે છે ત્યારે તે મૂર્ખ મનુષ્ય ખેદ કરે છે (૯)

(૨૫)

વિવેક સહેજમા જ પ્રાપ્ત થતો નથી તેથી આત્મરક્ષક મહર્ષિ કામભોગોને છોડી દે છે અને સમભાવપૂર્વક લોકના સ્વરૂપને સમજીને સાવધાનીથી અપ્રમત્તપણે વિચરે છે (૧૦)

(૨૬)

નિરતર મોહગુણને જીતતા અને સયમમા વિચરતા ત્યાગીને વચ્ચે વચ્ચે અનેક પ્રકારે પ્રતિકૂળ વિષયો સ્પર્શ કરે છે, પરતુ તેમા ન ફસાતા કે ક્ષુબ્ધ ન બનતા તે સાવધાનીથી અદ્વેષભાવે પ્રવૃત્તિ કરે છે (૧૧)

(૨૭)

બુદ્ધિને મદ કરનાર અને લોભાવનાર સ્પર્શોમા સાધુ પોતાનું મન લગાવતા નથી, ક્રોધ કરતા નથી, માન કરતા નથી અને લોભનો પરિત્યાગ કરે છે (૧૨)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૪/૯ ૧૨

# જીવન-વિકાસનાં સાધનો

(२८)

चत्तारि परमंगाणि, दुल्लहाणीह जंतुणो ।
माणुसत्तं सुई सद्धा, संजमम्मि य वीरियं ॥१॥

(२९)

समावन्ना ण संसारे, नाणागोत्तासु जाईसु ।
कम्मा नाणाविहा कट्टु पुढो विस्संभया पया ॥२॥

(३०)

एगया देवलोएसु, नरएसु वि एगया ।
एगया आसुरं कायं, अहाकम्मेहिं गच्छइ ॥३॥

(३१)

एगया खत्तिओ होइ, तओ चंडाल बुक्कसो ।
तओ कीड पयंगो य, तओ कुंथु पिवीलिया ॥४॥

—उत्तराध्ययन सूत्र ३/१-४

(३२)

कम्मसंगेहिं संमूढा, दुक्खिया बहुवेयणा ।
अमाणुसासु जोणीसु, विणिहम्मंति पाणिणो ॥५॥

—उत्तराध्ययन सूत्र ३/६

# જીવન-વિકાસનાં સાધનો

(૨૮)

આ સંસારમાં પ્રાણીઓને નીચેની ચાર વસ્તુઓ (જે જીવન-વિકાસનાં સાધનો છે તે) મળવી અતિ દુર્લભ છે:—

મનુષ્યત્વ; ધર્મશ્રવણ; ધર્મશ્રદ્ધા; સંયમમાં પરાક્રમ. (૧)

(૨૯)

સામાન્ય રીતે આ સંસારમાં પ્રાણીઓ વિવિધ કામનાઓથી મૂઢ બની, અનેક કર્મો કરી, પરિણામે અનેકવિધ ગોત્ર અને જાતિઓમાં જન્મ પામે છે અને તેનાથી સમસ્ત વિશ્વ વ્યાપ્ત છે (૨)

(૩૦)

તેઓ કર્માનુસાર કોઈ વાર દેવલોકમાં, તો કોઈ વાર નરકમાં, તો વળી કોઈ વાર અસુરલોકમાં ઉત્પન્ન થાય છે. (૩)

(૩૧)

વળી કદી ક્ષત્રિય, કદી ચંડાળ, કદી વર્ણસંકર જાતિમાં જન્મ લે છે તો વળી કોઈ વાર કીડો, પતંગ, કથવો કે કીડી બને છે. (૪)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩/૧ ૪

(૩૨)

કામનાઓથી મૂઢ બનેલાં અને વિવિધ કર્મોવાળાં એ પ્રાણીઓ આમ અત્યંત દુઃખ અને વેદના અનુભવતા મનુષ્યેતર (નરક અને તિર્યંચ) યોનિયોમાં જ ભટક્યા કરે છે (૫)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩/૬

(३३)

कम्माणं तु पहाणाए, आणुपुव्वी कयाइ उ ।
जीवा सोहिमणुप्पत्ता, आययंति मणुस्सयं ॥६॥

—उत्तराध्ययन सूत्र ३/७

(३४)

माणुस्सं विग्गहं लद्धुं, सुई धम्मस्स दुल्लहा ।
जं सोच्चा पडिवज्जंति, तव खंतिमहिंसयं ॥७॥

—उत्तराध्ययन सूत्र ३/८

(३५)

आहच्च सवणं लद्धुं, सद्धा परमदुल्लहा ।
सोच्चा नेयाउय मग्गं, बहवे परिभस्सइ ॥८॥

—उत्तराध्ययन सूत्र ३/९

(३६)

सुइं च लद्धुं सद्धं च, वीरियं पुण दुल्लहं ।
बहवे रोयमाणा वि, नो य णं पडिवज्जए ॥९॥

—उत्तराध्ययन सूत्र ३/१०

(३७)

माणुसत्तम्मि आयाओ, जो धम्मं सोच्च सद्दहे ।
तवस्सी वीरियं लद्धुं, संवुडे निद्धुणे रयं ॥१०॥

—उत्तराध्ययन सूत्र ३/११

(૩૩)

તેમ કરતાંકરતાં ક્રમે કરીને મનુષ્યતાના બાધક કર્મોનો નાશ થતાં શુદ્ધિ પામેલા તે જીવો મનુષ્યભવને પામે છે. (૬)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩/૭

(૩૪)

મનુષ્ય શરીર પામીને પણ સદ્ધર્મનું શ્રવણ દુર્લભ છે, કે જે સાંભળીને જીવો તપ, ક્ષમા અને અહિંસાને અંગીકાર કરી શકે છે (૭)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩/૮

(૩૫)

કદાચિત્ કોઈને સદ્‌ભાગ્યવશાત્ સદ્ધર્મનું શ્રવણ પ્રાપ્ત થાય તો પણ તેમાં શ્રદ્ધા ઉત્પન્ન થવી અતિ દુર્લભ છે કારણ કે ન્યાય-માર્ગ(મુક્તિમાર્ગ)ને સાંભળ્યા પછી પણ ઘણા લોકો તેનાથી દૂર રહે છે. (૮)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩/૯

(૩૬)

અને કદાચિત કોઈને ધર્મનું શ્રવણ પ્રાપ્ત થાય અને તેમાં શ્રદ્ધા પણ ઉત્પન્ન થાય, પરંતુ તે પ્રમાણે સંયમમાં પુરુષાર્થ કરવો તેથી પણ દુર્ઘટ છે. કારણ કે ઘણા માણસોને સત્ય વસ્તુમાં શ્રદ્ધા હોવા છતાં પણ તે પ્રમાણે તેઓ આચરણ કરતા નથી. (૯)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩/૧૦

(૩૭)

પરંતુ જે આત્મા મનુષ્યપણું પામી, સદ્ધર્મનું શ્રવણ કરી, તેમાં શ્રદ્ધાયુક્ત બની તે પ્રમાણે સંયમનું આચરણ કરે છે તે આસ્રવ રહિત થઈને તથા તપસ્વી બનીને કર્મોને ખંખેરી નાખે છે (૧૦)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩/૧૧

(३८)

सोही उज्जुयभूयस्स, धम्मो सुद्धस्स चिट्ठइ।
निव्वाण परमं जाइ, घयसित्ते व पावए ॥११॥

—उत्तराध्ययन सूत्र ३/१२

(३९)

विगिंच कम्मुणो हेउं, जसं संचिणु खंतिए।
सरीरं पाढवं हिच्चा, उड्ढं पक्कमई दिसं ॥१२॥

—उत्तराध्ययन सूत्र ३/१३

(४०)

विसालिसेहिं सीलेहिं, जक्खा उत्तरउत्तरा।
महासुक्का व दिप्पंता, मनंता अपुणच्चवं ॥१३॥

—उत्तराध्ययन सूत्र ३/१४

(४१)

तत्थ ठिच्चा जहाठाणं, जक्खा आउक्खए चुया।
उवेंति माणुसं जोणिं, से दसंगेऽभिजायए ॥१४॥

—उत्तराध्ययन सूत्र ३/१६

(४२)

खेत्तं वत्थुं हिरण्णं च, पसवो दासपोरुसं।
चत्तारि कामखंधाणि, तत्थ से उववज्जइ ॥१५॥

—उत्तराध्ययन सूत्र ३/१७

(૩૮)

એવા સરળ ભાવનાવાળા આત્માની જ શુદ્ધિ થાય છે, અને શુદ્ધ આત્મામાં જ ધર્મ ટકી રહે છે એવા સરળ અને શુદ્ધ માણસો જ ઘીથી સિંચાયેલા અગ્નિની પેઠે દેદિપ્યમાન બની પરમ નિર્વાણને પામે છે (૧૧)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩/૧૨

(૩૯)

માટે કર્મના વિવિધ હેતુઓને જાણી તેને દૂર કરો ક્ષમા વગેરે ધર્મથી યશ વધારો એવું કરનાર મનુષ્ય આ પાર્થિવ શરીરને છોડી ઊર્ધ્વ દિશામાં જાય છે (૧૨)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩/૧૩

(૪૦)

ઉત્કૃષ્ટ આચારના પાલનથી જીવ ઉત્તમોત્તમ વિભૂતિવાળી દેવ યોનિમાં જન્મ પામે છે અને તે દેવો અત્યંત શુક્લ કાંતિવાળા બની એવું માને છે કે તેઓ ત્યાંથી ચ્યવવાના જ નથી (૧૩)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩/૧૪

(૪૧)

તે દેવો ત્યાંનું આયુષ્ય પૂર્ણ કરીને ત્યાંથી ચ્યુત થઈને મનુષ્ય યોનિમાં જન્મ લે છે અને ત્યાં તેમને નીચેના દશ અંગો(ઉત્તમ સામગ્રી)-ની પ્રાપ્તિ થાય છે (૧૪)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩/૧૬

(૪૨)

૧ ક્ષેત્ર-વાડી, મહેલ વગેરે, સોના-ચાંદી વગેરે, પશુઓ અને દાસદાસીઓ—એ ચાર કામસ્કંધો જ્યાં હોય ત્યાં ઉત્પન્ન થાય છે (૧૫)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩/૧૭

(४३)

मित्तव नाइव होइ, उच्चागोए य वण्णव।
अप्पायके महापन्ने, अभिजाए जसोबले ॥१६॥

—उत्तराध्ययन सूत्र ३/१८

(४४)

भोच्चा माणुस्सए भोए, अप्पडिरूवे अहाउय।
पुव्वि विसुद्धसद्धम्मे, केवलं बोहि बुज्झिया ॥१७॥

—उत्तराध्ययन सूत्र ३/१९

(४५)

चउरंग दुल्लहं नच्चा, संजमं पडिवज्जिया।
तवसा धूय कम्मं से, सिद्धे हवइ सासए ॥१८॥

—उत्तराध्ययन सूत्र ३/२०

(૪૩)

તેમજ (૨) સુશીલ મિત્રો, (૩) મહદ્દયી જ્ઞાતિજનો, (૪) ઉચ્ચ ગોત્ર, (૫) ઉત્તમ વર્ણ, (૬) આરોગ્ય, (૭) તીક્ષ્ણ બુદ્ધિ, (૮) કુલિનતા, (૯) યશ અને (૧૦) અભિષ્ટપણું—એમ દશ બોલની પ્રાપ્તિ થાય છે. (૧૬)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩/૧૮

(૪૪)

પૂર્વ જન્મનાં શુદ્ધ આચરણ અને સસ્કારોવાળા અસામાન્ય માનુષિક ભોગોને ભોગવવા છતાં તેમા અનાસક્ત રહે છે અને શુદ્ધ સમ્યકત્વને પામે છે. (૧૭)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩/૧૯

(૪૫)

તથા જે પુરુષ ઉક્ત ચાર અંગોને દુર્લભ માની સંયમપ્રધાન મોક્ષમાર્ગને ધારણ કરે છે અને તપથી કર્મોનો નાશ કરે છે તે શાશ્વત સિદ્ધ થાય છે. (૧૮)

ઉત્તરાધ્યયન સૂત્ર ૩/૨૦

# વિકાસ-શ્રેણી

(૪૬)

पढमं नाणं तओ दया, एवं चिट्ठइ सव्वसंजए।
अन्नाणी किं काही ? किं वा नाहिइ सेय-पावगं ? ॥१॥

(૪૭)

सोच्चा जाणइ कल्लाणं, सोच्चा जाणइ पावगं।
उभयं पि जाणइ सोच्चा, जं सेयं तं समायरे ॥२॥

(૪૮)

जो जीवे वि न जाणइ, अजीवे वि न जाणइ।
जीवाऽजीवे अयाणंतो, कहं सो नाहीइ संजमं ? ॥३॥

(૪૯)

जो जीवे वि वियाणेइ, अजीवे वि वियाणइ।
जीवाऽजीवे वियाणंतो, सो हु नाहीइ संजमं ॥४॥

(૫૦)

जया जीवमजीवे य, दो वि एए वियाणइ।
तया गइं बहुविहं, सव्वजीवाण जाणइ ॥५॥

(૫૧)

जया गइं बहुविहं, सव्वजीवाण जाणइ।
तया पुण्णं च पावं च, बंधं मोक्खं च जाणइ ॥६॥

## વિકાસ-શ્રેણિ

(૪૬)

પ્રથમ જ્ઞાન અને પછી દયા, એ સંયમી પુરુષની સ્થિતિ છે. જે અજ્ઞાની છે તે શું કરવાનો હતો? કારણ તે કલ્યાણકારી શું છે અને પાપકારી શું છે તે કેવી રીતે જાણે? (૧)

(૪૭)

જ્ઞાની પાસેથી સાંભળીને જ કલ્યાણ શું છે અને પાપ શું છે તે જાણી શકાય છે. ઉભય માર્ગ સાંભળીને અને જાણીને જે કલ્યાણકારી હોય તે જ આચરે છે. (૨)

(૪૮)

જે જીવનેપણ જાણતો નથી અને અજીવને પણ જાણતો નથી, તે જીવાજીવને નહિ જાણનાર સંયમપ્રધાન મોક્ષમાર્ગને કયાંથી જાણી શકશે? (૩)

(૪૯)

જે જીવને પણ જાણે છે અને અજીવને પણ જાણે છે તે પ્રમાણે જીવાજીવના સ્વરૂપને જાણનાર જ સંયમને જાણી શકે છે. (૪)

(૫૦)

કારણ કે જ્યારે તે જીવ અને અજીવ એમ ઉભય તત્ત્વોને જાણે છે ત્યારે તે સર્વ જીવોની (પોતપોતાના કર્મને અનુરૂપ) અનેકવિધ (નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ સંબંધી) ગતિને પણ જાણી શકે છે. (૫)

(૫૧)

જ્યારે બધા જીવોની અનેકવિધ ગતિને જાણે છે ત્યારે તે પુણ્ય, પાપ, બંધ અને મોક્ષને પણ જાણે છે. (૬)

(૫૨)

जया पुण्णं च पावं च, बंधं मोक्खं च जाणइ।
तया निव्विदए भोए, जे दिव्वे जे य माणुसे ॥७॥

(૫૩)

जया निव्विदए भोए, जे दिव्वे जे य माणुसे।
तया चयइ संजोगं, सब्भिन्तरबाहिरं ॥८॥

(૫૪)

जया चयइ संजोगं, सब्भिन्तरबाहिरं।
तया मुंडे भवित्ताणं, पव्वइए अणगारियं ॥९॥

(૫૫)

जया मुंडे भवित्ताणं, पव्वइए अणगारियं।
तया संवरमुक्किट्ठं, धम्मं फासे अणुत्तरं ॥१०॥

(૫૬)

जया संवरमुक्किट्ठं, धम्मं फासे अणुत्तरं।
तया धुणइ कम्मरयं, अबोहिकलुसं कडं ॥११॥

(૫૭)

जया धुणइ कम्मरयं, अबोहिकलुसं कडं।
तया सव्वत्तगं नाणं, दंसणं चाभिगच्छइ ॥१२॥

(૫૮)

जया सव्वत्तगं नाणं, दंसणं चाभिगच्छइ।
तया लोगमलोगं च, जिणो जाणइ केवली ॥१३॥

(૫૨)

જ્યારે પુણ્ય,પાપ,બંધ અને મોક્ષને જાણે છે ત્યારે (દુઃખના મૂળ રૂપ) દૈવી અને માનુષી કામ-ભોગોમાંથી તેને નિર્વેદ (વૈરાગ્ય) પ્રાપ્ત થાય છે. (૭)

(૫૩)

જ્યારે દૈવી અને માનુષી કામભોગોથી નિર્વેદ (વૈરાગ્ય) પામે છે ત્યારે તે સાધક આભ્યંતર-બાહ્ય સાંસારિક સંયોગોનો ત્યાગ કરે છે. (૮)

(૫૪)

જ્યારે આભ્યતર બાહ્ય સંયોગોનો ત્યાગ કરે છે ત્યારે તે મુંડિત બની સાધુત્વ અંગીકાર કરે છે. (૯)

(૫૫)

જ્યારે મુંડિત થઈ સાધુપણું સ્વીકારે છે ત્યારે તે (પાપના રોધન રૂપ) ઉત્કૃષ્ટ સંવર અને ઉત્તમ ધર્મનું સેવન કરે છે (૧૦)

(૫૬)

જ્યારે તે પાપકર્મને રોકી ઉત્તમ ધર્મનુ સેવન કરે છે ત્યારે તે મિથ્યાત્વરૂપ કલુષતાથી સંચિત કરેલી કર્મ રજને ખંખેરી નાખે છે. (૧૧)

(૫૭)

જ્યારે મિથ્યાત્વરૂપ કલુષતાજન્ય કર્મ રજને ખંખેરી નાખે છે ત્યારે તે સર્વત્રગામી કેવળજ્ઞાન અને કેવળદર્શનને પામી શકે છે (૧૨)

(૫૮)

જ્યારે સર્વત્રવ્યાપી કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત થાય છે ત્યારે તે (રાગદ્વેષ રહિત) જિન, કેવળી બનીને લોક અને અલોકના સ્વરૂપને જાણી શકે છે. (૧૩)

(५९)

जया लोगमलोगं च, जिणो जाणइ केवली।
तया जोगे निरुंभित्ता, सेलेसिं पडिवज्जइ ॥१४॥

(६०)

जया जोगे निरुंभित्ता, सेलेसिं पडिवज्जइ।
तया कम्मं खवित्ताणं, सिद्धिं गच्छइ नीरओ ॥१५॥

(६१)

जया कम्म खवित्ताणं, सिद्धिं गच्छइ नीरओ।
तया लोगमत्थयत्थो, सिद्धो हवइ सासओ ॥१६॥

(६२)

सुहसायगस्स समणस्स, सायाउलगस्स निगामसाइस्स।
उच्छोलणापहोयस्स, दुल्लहा सुगई तारिसगस्स ॥१७॥

(६३)

तवोगुणपहाणस्स, उज्जुमइ खंतिसंजमरयस्स।
परीसहे जिणंतस्स, सुलहा सुगई तारिसगस्स॥१८॥

—दशवैकालिक सूत्र, ४/१०-२७

(૫૯)

જ્યારે તે કેવળી-જિન લોકાલોકના સ્વરૂપો જાણે છે ત્યારે તે મન વાણી કાયાના સર્વ વ્યાપારોનો નિરોધ કરી શૈલેશી (મેરુ પર્વત જેવી અડોલ, નિશ્ચલ) અવસ્થાને પામે છે (૨૪)

(૬૦)

જ્યારે તે યોગોને રૂંધી શૈલેશી અવસ્થા પ્રાપ્ત કરે છે ત્યારે તે (બાકીના) સર્વ કર્મોનો ક્ષય કરી, કર્મરૂપી મળથી સર્વથા રહિત બની સિદ્ધ ગતિને પ્રાપ્ત કરે છે. (૨૫)

(૬૧)

જ્યારે સર્વ કર્મોનો ક્ષય કરી સર્વથા કર્મ રજ રહિત બની સિદ્ધ ગતિને પામે છે ત્યારે તે લોકના મસ્તક ઉપર જઈ શાશ્વત સિદ્ધ થાય છે (૨૬)

(૬૨)

જે શ્રમણ બાહ્ય સુખના સ્વાદને ઇચ્છનાર હોય, પોતાના સુખસાધનો માટે અહર્નિશ આકુળ રહેતો હોય, ઘણું ઊંઘી રહેવાના સ્વભાવવાળા હોય, અને વિભૂષા માટે હાથ, પગ વગેરે અંગોનું સતત પ્રક્ષાલન કરનાર હોય તેને સુગતિ દુર્લભ છે (૨૭)

(૬૩)

પરંતુ જેનામાં તપશ્ચર્યાના ગુણ પ્રધાનપણે હોય જે સરળ પ્રકૃતિ વાળો હોય, ક્ષમા અને સંયમમાં રત હોય, પરિષહોને જીતનાર હોય એવા સાધકને સુગતિ સુલભ છે (૨૮)

—દશવૈકાલિક સૂત્ર ૪/૧૦થી ૨૭

# સત્સંગનો મહિમા

(६४)

गाथा

सवणे णाण य विन्नाण पच्चक्खाण य संजमे ।
अणण्हए तवे चेव वोदाण अकिरिया सिद्धी ॥१॥

—भगवती सूत्र शतक २ उद्दे ५

# સત્સંગનો મહિમા

## (૬૪)

ગાથા

ઉપાસના શ્રવણ જ્ઞાન વિજ્ઞાન પ્રત્યાખ્યાન સયમ,
અનાસ્રવ તપ કર્મનાશ, અક્રિયાણ્ સિદ્ધિ (૧)

સત્પુરુષોની પર્યુપાસનાનું ફળ શ્રવણ છે
શ્રવણનુ ફળ જ્ઞાન છે
જ્ઞાનનુ ફળ વિજ્ઞાન છે.
વિજ્ઞાનનું ફળ પ્રત્યાખ્યાન છે
પ્રત્યાખ્યાનનુ ફળ સયમ છે
સયમનું ફળ અનાસ્રવ છે
અનાસ્રવનું ફળ તપ છે
તપનુ ફળ કર્મનાશ છે
કર્મનાશનું ફળ નિષ્કર્મપણુ છે, અને
નિષ્કર્મપણાનુ ફળ સિદ્ધિ–અજરઅમરપણુ છે

—ભગવતી સૂત્ર શતક ૨ ઉદ્દે ૫

# આત્મા

(६५)

एवमेगेसिं णो णायं भवइ—अत्थि मे आया उववाइए? णत्थि मे आया उववाइए? के अहं आसि? के वा, इओ चुओ, इह पेच्चा भविस्सामि? (१)

(६६)

से जं पुण जाणेज्जा सहसम्मइयाए, परवागरणेणं, अण्णेसिं वा अंतिए सोच्चा, तं जहा— पुरत्थिमाओ वा दिसाओ आगओ अहमसि, जाव अण्णयरीओ दिसाओ, अणुदिसाओ वा आगओ अहमसि। एवमेगेसिं जं णायं भवइ—अत्थि मे आया उववाइए, जो इमाओ दिसाओ, अणुदिसाओ वा अणुसंचरइ सोऽहं। (२)

(६७)

से आयावाई, लोयावाई, कम्मावाई, किरियावाई। (३)

—आचारांग श्रु १, अ १, उ १

# આત્મા

## (૬૫)

જગતમા કેટલાય લોકોને એવુ જ્ઞાન નથી હોતુ કે મારો આત્મા પુનર્જન્મ પામનારો છે કે નહિ? પહેલા હુ કોણ હતો? અથવા અહીંથી મૃત્યુ પામી જન્માન્તરમા હુ કોણ થઈશ? (૧)

## (૬૬)

હવે પૂર્વોક્ત કોઈ જીવ જાતિસ્મરણ વગેરે જ્ઞાનથી અથવા તીર્થંકર કે કેવળી ભગવાનના કહેવાથી અથવા બીજા કોઈ પાસેથી સાભળીને જાણી શકે છે કે હુ અમુક દિશાથી કે વિદિશાથી આવ્યો છુ તે જ પ્રમાણે કેટલાકો એવુ જ્ઞાન હોય છે કે મારો આત્મા પુનર્જન્મ પામનારો છે, કે જે આત્મા અમુક દિશા કે વિદિશાઓમાથી આવી સસારમા પરિભ્રમણ કરે છે, તે હુ જ છુ (૨)

## (૬૭)

આવા જ્ઞાનવાળા જે પુરુષો હોય તે જ આત્મવાદી, લોકવાદી કર્મવાદી અને ક્રિયાવાદી કહેવાય છે (૩)

—આચારાગ સૂત્ર, શ્રુ ૧, અ ૧, ઉ ૧

(६८)

से ण दीहे, ण हस्से, ण वट्टे, ण तंसे, ण चउरसे, ण परिमंडले, ण किण्हे, ण णीले, ण लोहिए ण हालिद्दे, ण सुकिल्ले, ण सुरभिगंधे, ण दुरभिगंधे, ण तित्ते, ण कडुए, ण कसाए, ण अंबिले, ण महुरे, ण कक्खडे, ण मउए, ण गुरुए, ण लहुए, ण सीए, ण उण्हे, ण णिद्धे, ण लुक्खे, ण काऊ, ण रुहे, ण संगे, ण इत्थी, ण पुरिसे, ण अन्नहा, परिण्णे, सण्णे।

उवमा ण विज्जति ॥ ४ ॥

—आचाराग सूत्र, श्रु १ अ ५, उ ६

(६९)

*जे आया से विन्नाया। जे विन्नाया, से आया* - *जेण* विजाणति से आया। तं पडुच्च परिसंखाए, एस आयावाई, समियाए परियाए वियाहिए ॥ ५॥

—आचाराग सूत्र, श्रु १, अ ५, उ ५.

(૬૮)

## સિદ્ધસ્થ આત્માના શુદ્ધ સ્વરૂપનું વર્ણન

તે મુક્તિસ્થિત આત્મા લાંબો નથી, ટૂંકો નથી, ગોળ નથી, ત્રિકોણ નથી, ચોરસ નથી, મંડળાકાર નથી, કાળો નથી, લીલો નથી, રાતો નથી, પીળો નથી, ધોળો નથી, સુગંધી નથી, દુર્ગંધી નથી, તીખો નથી, કડવો નથી, તુરો નથી, ખારો નથી, મીઠો નથી, કર્કશ નથી, કોમળ નથી, ભારે નથી, હલકો નથી, ટાઢો નથી, ઊનો નથી, ચીકણો નથી, લૂખો નથી, શરીરવાળો નથી, જન્મ ધારણ કરનાર નથી, સંગ પામનાર નથી તે આત્મા સ્ત્રી નથી, પુરુષ નથી કે નપુંસક પણ નથી, પરંતુ જ્ઞાતા અને પરિજ્ઞાતા થઈને વિરાજે છે.

આત્માની મુક્ત અવસ્થા દર્શાવવા વિશ્વમા કોઈ ઉપમા નથી. (૪)

**નોંધ:** મુક્ત અવસ્થા અનિર્વચનીય છે, કલ્પનાતીત છે અને બુદ્ધિથી પર છે. તે મુક્તાત્મા શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ, જ્યોતિર્મય સંપૂર્ણ જ્ઞાનદશામાં વિરાજે છે. તેનું વર્ણન કરવા કોઈ વાણી સમર્થ નથી, કોઈ તર્ક ત્યાં દોડી શકતો નથી અને બુદ્ધિ પણ ચાલી શકતી નથી તે દશા. માત્ર અનુભવગમ્ય છે.

—આચારાગ સૂત્ર, શ્રુ ૧, અ. ૫, ઉ ૬

(૬૯)

## જ્ઞાન અને આત્માનું અભિન્નપણું

જે આત્મા છે તે જ વિજ્ઞાતા છે અને જે વિજ્ઞાતા છે તે જ આત્મા છે. જે જ્ઞાન વડે વસ્તુના સ્વરૂપને જાણી શકાય છે તે જ્ઞાન જ આત્મા છે. તે જ્ઞાનને લઈને જ આત્માની પ્રતીતિ થાય છે. એ રીતે જે જ્ઞાન અને આત્માનુ અભિન્નપણું માને છે તે જ સાચો આત્મવાદી છે ને તેવા પુરુષનું જ સંયમાનુષ્ઠાન સમ્યક્ કહેલું છે. (૫)

—આચારાગ સૂત્ર, શ્રુ. ૧, અ. ૫, ઉ. ૫.

(૭૦)

अप्पा चेव दमेयव्वो, अप्पा हु खलु दुद्दमो।
अप्पा दंतो सुही होइ, अस्सिं लोए परत्थ य ॥६॥

(७१)

वरं मे अप्पा दंतो, संजमेण तवेण य।
माऽहं परेहिं दम्मंतो बंधणेहिं वहेहि य ॥७॥

—उत्तराध्ययन सूत्र १/१५.१६

(७२)

अप्पा नई वेयरणी, अप्पा मे कूडसामली।
अप्पा कामदुहा धेणू, अप्पा मे नंदणं वणं ॥८॥

(७३)

अप्पा कत्ता विकत्ता य, दुहाण य सुहाण य।
अप्पा मित्तममित्तं च, दुप्पट्ठिय सुपट्ठिओ ॥९॥

—उत्तराध्ययन सूत्र २०/ ३६ ३७

(७४)

पुरिसा! तुममेव तुमं मित्तं,
किं बहिया मित्तमिच्छसि ? ॥१०॥

—आचारांग सूत्र श्रु १, अ. ३, उ ३.

(७५)

पुरिसा! अत्ताणमेव अभिणिगिज्झ,
एवं दुक्खा पमुच्चसि ॥११॥

—आचारांग सूत्र श्रु १, अ ३, उ. ३.

(૭૦)

પોતાના આત્માનું જ દમન કરવું જોઈએ, કારણ આત્મા જ દુર્દમ્ય છે પોતાના આત્માનું દમન કરનાર આ લોક અને પરલોકમાં સુખી થાય છે (૬)

(૭૧)

પરવશ બની હું અન્ય પાસે બંધનો અને માર્ગથી દમાઉં તેના કરતાં હું સંયમ અને તપ દ્વારા સ્વયં મારા આત્માનું દમન કરું તે જ ઉત્તમ છે (૭)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧/૧૫ ૧૬

(૭૨)

આત્મા પોતે જ વૈતરણી નદી અને કૂટશાલ્મલિ વૃક્ષ સમાન દુઃખદાયી છે, અને આત્મા પોતે જ કામદુધા ગાય અને નંદનવન સમાન સુખદાયી છે (૮)

(૭૩)

આત્મા પોતે જ સુખ અને દુઃખનો કર્તા અને ભોક્તા છે, અને આત્મા પોતે જ સુમાર્ગે રહે તો પોતાનો મિત્ર અને કુમાર્ગે ચાલે તો પોતાનો શત્રુ છે (૯)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૨૦/૩૬ ૩૭

(૭૪)

હે પુરુષ! તું જ તારો મિત્ર છે, બાહ્ય મિત્રની શા માટે ઇચ્છા કરે છે? (૧૦)

(૭૫)

હે પુરુષ! તું તારા આત્માને વિષયોથી રોકી રાખ એ રીતે તું દુઃખોથી મુક્ત થઈ શકીશ. (૧૧)

—આચારાંગ સૂત્ર શ્રુ ૧ અ ૩, ઉ ૩.

(७६)

जहा गेहे पलित्तम्मि, तस्स गेहस्स जो पहू।
सारभंडाणि नीणेइ, असारं अवउज्झइ ॥१२॥

(७७)

एव लोए पलित्तम्मि, जराए मरणेण य।
अप्पाण तारइस्सामि, तुब्भेहिं अणुमन्निओ ॥१३॥

—उत्तराध्ययन सूत्र १९/२२ २३

(७८)

न त अरी कठछेत्ता करेइ, जं से करे अप्पणिया दुरप्पा।
से नाहिइ मच्चुमुहं तु पत्ते, पच्छाणुतावेण दयाविहूणो॥१४॥

—उत्तराध्ययन सूत्र २०/४८

(७९)

जो सहस्सं सहस्साणं, संगामे दुज्जए जिणे।
एगं जिणेज्ज अप्पाणं, एस से परमो जओ ॥१५॥

(८०)

अप्पणामेव जुज्झाहि, कि ते जुज्झेण बज्झओ।
अप्पणामेवमप्पाणं, जइत्ता सुहमेहए ॥१६॥

(८१)

पचिंदियाणि कोहं, माणं मायं तहेव लोहं च।
दुज्जय चेव अप्पाणं, सव्वमप्पे जिए जियं ॥१७॥

—उत्तराध्ययन सूत्र ९/३४ ३६

(૭૬-૭૭)

જ્યારે ઘર સળગે છે ત્યારે ઘરનો ધણી અસાર વસ્તુઓને છોડી દઈ મૂલ્યવાન વસ્તુઓને જ કાઢી લે છે, તેમ જરા અને મૃત્યુથી સળગેલા આ લોકમાંથી આપની આજ્ઞાથી હું મારા આત્માને ઉગારી લઈશ (૧૨-૧૩)

—ઉત્તરાધ્યયન સૂત્ર, ૧૯/૨૨ ૨૩

(૭૮)

ગળુ કાપનાર શત્રુ પણ જેટલો અનર્થ નથી કરતો તેટલો અનર્થ દુરાચારમાં પ્રવૃત્ત થયેલો પોતાનો આત્મા જ કરે છે એવા દયાહીન દુરાત્માને જ્યારે મૃત્યુના મુખમાં જવુ પડે છે ત્યારે તેને દુષ્કૃત્યોનું ભાન થાય છે અને પછી તે પસ્તાવો કરે છે (૧૪)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૨૦/૪૮

(૭૯)

દુર્જય સંગ્રામમાં દશ લાખ સુભટો ઉપર વિજય પ્રાપ્ત કરવા કરતા એક માત્ર પોતાના આત્માને જીતવામાં અધિક વિજય મનાય છે (૧૫)

(૮૦)

પોતાના આત્મા સાથે જ યુદ્ધ કરો બહારના યુદ્ધથી શું વળવાનું છે? આત્મા દ્વારા પોતાના જ (દુષ્ટ પ્રકૃતિવાળા) આત્માને જીતવાથી સાચુ સુખ મેળવી શકાય છે (૧૬)

(૮૧)

પાંચ ઇન્દ્રિયો, ક્રોધ, માન, માયા અને લોભ તથા દુર્જય એવા આત્માને જીતવા ઉત્તમ છે કારણ જેણે આત્મા ઉપર વિજય મેળવ્યો તેણે અનાયાસે સર્વ ઉપર વિજય મેળવ્યો છે (૧૭)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૯/૩૪-૩૬

(८२)

अप्पा खलु सययं रक्खियव्वो,
सव्विंदिएहिं सुसमाहिएहिं।
अरक्खिओ जाइपहं उवेइ,
सुरक्खिओ सव्वदुहाण मुच्चइ ॥१८॥

—दशवैकालिक सूत्र, चूलिका २, गा १६

(८३)

जह जीवा बज्झंति,
मुच्चंति जह य परिकिलिस्संति।
जह दुक्खाणं अंतं
करंति केई अपडिबद्धा ॥१९॥

—औपपातिक सूत्र

(८४)

अट्टदुहट्टियचित्ता जह,
जीवा दुक्खसागरमुवेंति।
जह वेरग्गमुवगया,
कम्मसमुग्गं विहाडंति ॥२०॥

—औपपातिक सूत्र

(૮૨)

સર્વે ઇન્દ્રિયોને સમ્યક્ પ્રકારે સમાહિત કરીને, પાપોથી હમેશા પોતાના આત્માનું રક્ષણ કરવુ જોઈએ કારણ કે પાપોથી અરક્ષિત આત્મા સંસારમા ભમ્યા કરશે અને સુરક્ષિત આત્મા સર્વે દુ ખોથી મુક્તિ પામી શકશે (૧૮)

—દશવૈકાલિક સૂત્ર, ચૂલિકા ૨, ગા ૧૬

(૮૩)

આ જ આત્મા કર્મોને બાંધે છે અને આ જ આત્મા કર્મોથી મુક્ત પણ થાય છે આ જ આત્મા કર્મોની વૃદ્ધિથી દુ ખ પામે છે અને સદાચારના સેવનથી કર્મોનો અંત કરી સર્વે દુ ખથી મુક્તિ મેળવે છે, એવુ નિર્ગ્રંથોનું કહેવુ છે (૧૯)

—ઔપપાતિક સૂત્ર

(૮૪)

જે આત્મા વૈરાગ્ય અવસ્થાને પ્રાપ્ત કરતો નથી તે આર્ત રૌદ્ર ધ્યાન પરતાપરતા દુ ખરૂપ સાગરમા ડુબે છે, અને જે આત્મા વૈરાગ્યવત છે તે સંચિત કર્મના સમૂહોને નષ્ટ કરી નાખે છે. (૨૦)

—ઔપપાતિક સૂત્ર

(૮૦)

जह्रा रागेण कडाण कम्माण,
पावगो फलविवागो।
जह य परिहीणकम्मा,
सिद्धा सिद्धालयमुवेंति ॥२१॥

—औपपातिक सूत्र

(८६)

सरीरमाहु नाव त्ति, जीवो वुच्चइ नाविओ।
संसारो अण्णवो वुत्तो, जं तरंति महेसिणो ॥२२॥

—उत्तराध्ययन सूत्र, २३/७३

(૮૫)

જેવી રીતે આ આત્મા રાગદ્વેષ કરીને કર્મો ઉપાર્જન કરે છે અને તે કર્મોનો વિપાક કાળ આવતા તેના ફળ ભોગવે છે તેવી જ રીતે આ આત્મા સદાચારથી કર્મોનો નાશ કરી સિદ્ધાલયમા સિદ્ધ અવસ્થાને પામે છે (૨૧)

—ઔપપાતિક સૂત્ર

(૮૬)

આ શરીર નાવરૂપ છે જીવ નાવિક છે અને સંસાર સમુદ્રરૂપ છે મહર્ષિ પુરુષો જ આ શરીરરૂપી નાવ દ્વારા સંસાર-સમુદ્રને તરી જાય છે (૨૨)

—ઉત્તરાધ્યયન સૂત્ર, ૨૩/૭૩

# વિનય

(૮૭)

मूलाउ खधप्पभवो दुमस्स,
खधाउ पच्छा समुवेंति साहा।
साहप्पसाहा विरुहंति पत्ता,
तओ य से पुप्फं फलं रसो य ॥१॥

—दश अ ९, उ २, गा १

(૮૮)

एव धम्मस्स विणओ, मूलं परमो से मोक्खो ।
जेण कित्ति सुयं सिग्घं, नीसेस चाभिगच्छइ ॥२॥

—दश अ ९, उ २, गा २

(૮૯)

आणाणिद्देसकरे, गुरूणमुववाय कारए।
इगियागारसंपन्ने, से विणीए त्ति वुच्चइ ॥३॥

—उत्तराध्ययन सूत्र, १/२

(૯૦)

वित्ते अचोइए णिच्च, खिप्प हवइ सुचोइए।
जहोवइट्ठ सुकय, किच्चाइ कुव्वइ सया ॥४॥

—उत्तराध्ययन सूत्र, १/४४

# વિનય

(૮૭)

જેમ મૂળમાંથી વૃક્ષનું થડ, થડમાંથી શાખાઓ, શાખાઓમાંથી પ્રતિશાખાઓ અને પ્રતિશાખાઓમાંથી પાંદડાં ઉત્પન્ન થાય છે અને પછી ક્રમશઃ વૃક્ષમાં ફૂલો, ફળ અને રસ થાય છે, (૧)

(૮૮)

તેમ ધર્મરૂપી વૃક્ષનું મૂળ વિનય છે અને તેનું અંતિમ પરિણામ (એટલે કે રસરૂપ) મોક્ષ છે વિનયથી જ શીઘ્ર કીર્તિ તથા શાસ્ત્રજ્ઞાન પ્રાપ્ત કરી નિઃશ્રેયસ (પરમ કલ્યાણ) અર્થાત્ મોક્ષ પણ પ્રાપ્ત થાય છે. (૨)

—દશવૈકાલિક સૂત્ર, અ ૯ ઉ. ૨ ગા. ૧-૨.

(૮૯)

જે આજ્ઞાને પાળનાર, ગુરુની નિકટ રહેનાર અને ઇંગિત તથા આકાર (મનોભાવ તથા મુખાદિનો આકાર) જાણનાર હોય તે વિનીત છે. (૩)

—ઉત્તરાધ્યયન સૂત્ર, ૧/૨

(૯૦)

વિનીત સાધક નહિ પ્રેરવા છતાં કામ કરે છે અને પ્રેરણા થતાં તો તદનુસાર શીઘ્ર સારી રીતે કામ કરી લે છે (૪)

—ઉત્તરાધ્યયન સૂત્ર, ૧/૪૪

(९१)

जस्संतिए धम्मपयाइ सिक्खे
तस्संतिए वेणइयं पउजे ।
सक्कारए सिरसा पंजलीओ,
कायग्गिरा भो ! मणसा य णिच्चं ॥५॥

—दशवैकालिक सूत्र ९/१/१२

(९२)

भगवं च णं उदाहु—आउसतो उदगा ! जे खलु तहा-भूतस्स समणस्स वा, माहणस्स वा अंतिए एगमवि आरियं धम्मियं सुवयणं सोच्चा, निसम्म अप्पणो चेव सुहुमाए पडि-लेहाए, अणुत्तरं लोगखेमपयं लंभिए समाणे, सो वि ताव तं आढाइ, परिजाणेइ, वंदति, नमसति, सक्कारेइ, संमाणेइ, जाव कल्लाणं मगलं देवयं चेइयं पज्जुवासइ ॥ ६ ॥

—सूय श्रु २, अ ७ सू. ८१

(९३)

रायणिएसु विणयं पउंजे,
डहरा वि य जे परियायजिट्ठा ।
नीयत्तणे वट्टइ सच्चवाई,
ओवायवं वक्ककरे स पुज्जो ॥ ७ ॥

—दशवैकालिक सूत्र ९ ३/३

(૯૧)

શિષ્યનું કર્તવ્ય છે કે જે ગુરુની પાસેથી ધર્મ-પ્રવચન શીખે તેમનો વિનયભાવ બરાબર જાળવે. મસ્તકે અંજલિ જોડી તેમને પ્રણામ કરે, વચનથી તેમને સત્કારે અને કાયાથી સેવા કરે. એ રીતે મન, વાણી અને કાયાથી ગુરુનો વિનય જાળવે. (૫)

—દશવૈકાલિક સૂત્ર ૯/૧/૧૨

(૯૨)

ભગવાન ગૌતમ સ્વામીએ કહ્યું કે—હે આયુષ્યમન્ ઉદક! જે પુરુષ તથાભૂત શ્રમણ કે માહનની પાસે ધર્મયુક્ત એક પણ આર્ય સુવચનને સાંભળીને અને સમજીને પોતાની સૂક્ષ્મ બુદ્ધિથી એવું વિચારે છે કે આજે આ શ્રમણ-માહને મને પરમ કલ્યાણપ્રદ *યોગક્ષેમપદનો લાભ આપ્યો છે, તો તે તેમનો આદર કરે છે, પૂજ્ય બુદ્ધિથી તેમને વંદના-નમસ્કાર કરે છે, સત્કાર-સન્માન આપે છે તથા તેમને કલ્યાણકારી, મંગળકારી, દેવતા અને જ્ઞાનના ભંડાર રૂપ માની તેમની ઉપાસના કરે છે. (૬)

(९४)

अह पन्नरसहिं ठाणेहिं, सुविणीए त्ति वुच्चइ।
नीयावित्ति अचवले, अमाई अकुऊहले ॥८॥

(९५)

अप्प च अहिक्खिवइ, पबंध च न कुव्वई।
मेत्तिज्जमाणो भयइ, सुय लद्धुं न मज्जइ ॥९॥

(९६)

न य पावपरिक्खेवी, न य मित्तेसु कुप्पइ।
अप्पियस्सा ऽवि मित्तस्स, रहे कल्लाण भासइ ॥१०॥

(९७)

कलहडमरवज्जिए, बुद्धे अभिजाइए।
हिरिम पडिसलीणे, सुविणीए त्ति वुच्चइ ॥११॥

— उत्तराध्ययन सूत्र ११/१०-११ १२ १३

(९८)

अह अट्ठहिं ठाणेहिं, सिक्खासीले त्ति वुच्चइ।
अहस्सिरे सयादंते, न य मम्ममुदाहरे ॥१२॥

(९९)

नासीले न विसीले, न सिया अइलोलुए।
अकोहणे सच्चरए, सिक्खासीले त्ति वुच्चइ ॥१३॥

—उत्तराध्ययन सूत्र ११/४ ५

(૯૪-૯૫ ૯૬-૯૭)

નીચેના પંદર કારણોથી સુવિનીત કહેવાય છે:—

(૧) નમ્ર હોય (ઉદ્ધત ન હોય), (૨) ચપળ ન હોય, (૩) માયાવી ન હોય (સરળ હોય), (૪) કુતૂહલી ન હોય (ધીર પ્રકૃતિનો હોય), (૫) કોઈનો તિરસ્કાર ન કરે, (૬) ઉત્પન્ન થયેલા ક્રોધને લાંબા સમય સુધી રાખે નહિ—શીઘ્રતાથી ઉપશમાવે, (૭) મિત્ર અથવા પ્રિય જનના ઉપકારને ન ભૂલે, (૮) શ્રુતજ્ઞાન પ્રાપ્ત કરીને અભિમાન ન કરે, (૯) કોઈના દોષને પ્રકાશિત ન કરે, (૧૦) અપરાધ થતા મિત્રો ઉપર ક્રોધ ન કરે, (૧૧) વિરોધી સાથીઓની પીઠ પાછળ પણ દોષ પ્રગટ ન કરતાં ગુણો જ પ્રગટ કરે, (૧૨) કલેશ અને લડાઈ-ઝગડા વગેરે ન કરતો હોય, (૧૩) બુદ્ધિવાન અને કુલીન હોય, (૧૪) લજ્જાશીલ હોય અને (૧૫) દમિતેન્દ્રિય હોય તે સુવિનીત કહેવાય છે (૮ ૯ ૧૦-૧૧)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૧/૧૦ ૧૧-૧૨ ૧૩

(૯૮-૯૯)

આ આઠ કારણોથી મનુષ્ય શિક્ષાશીલ કહેવાય છે:—

(૧) વારંવાર હસે નહિ, (૨) સદા ઇન્દ્રિયોનું દમન કરે, (૩) કોઈના મર્મ (છિદ્રો) ખુલ્લા થાય એવું વચન ન બોલે, (૪) શુદ્ધાચારી હોય, (૫) ખંડિત આચારથી રહિત હોય, (૬) લોલુપતા રહિત હોય, (૭) ક્રોધ ન કરનાર હોય અને (૮) સત્ય બોલનારો હોય. આ આઠ શિક્ષાશીલના સ્થાનો છે. (૧૨-૧૩)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૧/૪ ૫

(૧૦૦)

नच्चा नमइ मेहावी,
लोए कित्ती से जायए।
हवइ किच्चाण मरणं,
भूयाणं जगई जहा ॥१४॥

—उत्तराध्ययन सूत्र १/४५

(૧૦૧)

सुच्चाण मेहावी सुभासियाइं,
सुस्सूसए आयरिय ऽप्पमत्तो।
आराहइत्ताण गुणे अणेगे,
से पावइ सिद्धिमणुत्तरं ॥१५॥

—दशवैकालिक सूत्र ९/१/१७

(૧૦૨)

आणाऽनिद्देसकरे, गुरूणमणुववायकारए।
पडिणीए असंबुद्धे, अविणीए त्ति वुच्चइ ॥१६॥

—उत्तराध्ययन सूत्र १/३

(૧૦૦)

વિનયના સ્વરૂપને જાણનાર બુદ્ધિવાન શિષ્ય નમ્ર બને છે અને તેનો લોકમાં યશ ફેલાય છે. જેમ પૃથ્વી પ્રાણીઓ માટે આધારભૂત છે તેમ તે પણ સર્વે કાર્યોના આશ્રય રૂપ છે. (૧૪)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧/૪૫

(૧૦૧)

જે બુદ્ધિવાન સાધક હોય છે તે ઉપરના સુભાષિતોને સાંભળીને અપ્રમત્તપણે પોતાના આચાર્યદેવની સેવા કરે છે અને તે દ્વારા સજ્જ્ઞાન, સચ્ચારિત્ર વગેરે અનેક ગુણોને આરાધીને ઉત્તમ એવી સિદ્ધગતિને પ્રાપ્ત કરે છે. (૧૫)

—દશવૈકાલિક સૂત્ર ૯/૧/૧૭

(૧૦૨)

ગુરુની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર, ગુરુજનોથી દૂર રહેનાર, ગુરુજન સાથે પ્રતિકૂળ આચરણ કરનાર અને તત્ત્વાર્થબોધથી રહિત શિષ્ય અવિનીત કહેવાય છે. (૧૬)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧/૩

(१०३)

अह चोद्सेहिं ठाणेहि, वट्टमाणे उ सजए।
अविणीए वुच्चइ सो उ, निव्वाण च न गच्छइ ॥१७॥

(१०४)

अभिक्खण कोही हवइ, पबध च पकुव्वई।
मेत्तिज्जमाणो वमइ सुय लद्धूण मज्जई ॥१८॥

(१०५)

अवि पावपरिक्खेवी अवि मित्तेसु कुप्पइ।
सुप्पियस्साऽवि मित्तस्स, रहे भासइ पावगं ॥१९॥

(१०६)

पइण्णवाई दुहिले, थद्धे लुद्धे अणिग्गहे।
असविभागी अवियत्ते, अविणीए त्ति वुच्चइ ॥२०॥

—उत्तराध्ययन सूत्र ११/६ ७ ८ ९

(१०७)

अह पचहि ठाणेहि, जेहिं सिक्खा न लब्भइ।
थभा कोहा पमाएण, रोगेणाऽऽलस्सएण य ॥३॥

—उत्तराध्ययन सूत्र ११/३

(૧૦૩-૧૦૪-૧૦૫-૧૦૬)

નીચેના ચૌદ સ્થાનોમા વર્તતો સયતી અવિનીત કહેવાય છે અને તે મુક્તિ પામી શકતો નથી –

(૧) વારવાર ક્રોધ કરનાર, (૨) ઉત્પન્ન થયેલ ક્રોધને દીર્ઘકાળ સુધી રાખનાર, (૩) મિત્રભાવને છોડનાર, (૪) શ્રુતજ્ઞાન પ્રાપ્ત કરીને અભિમાન કરનાર, (૫) બીજાના દોષોને પ્રકાશિત કરનાર, (૬) મિત્રો ઉપર ક્રોધ કરનાર, (૭) વ્હાલા મિત્રજનનુ પણ પીઠ પાછળ બૂરૂ કરનાર, (૮) અસબદ્ધ બોલનાર, (૯) દ્રોહી, (૧૦) અભિમાની, (૧૧) રસાદિમા લુબ્ધ, (૧૨) ઇન્દ્રિયોનો નિગ્રહ નહિ કરનાર, (૧૩) અસવિભાગી અને (૧૪) અપ્રીતિ (શત્રુપણુ) રાખનાર અવિનયી કહેવાય છે (૧૭ ૧૮ ૧૯ ૨૦)

(१०८)

जे य चंडे मिए थद्धे,
दुव्वाई नियडे सढे।
वुज्झइ से अविणीयप्पा,
कट्ठं सोयगयं जहा ॥२२॥

—दशवैकालिक सूत्र ९/२/३

(१०९)

थंभा व कोहा व मयप्पमाया,
गुरुस्सगासे विणयं न सिक्खे।
सो चेव उ तस्स अभूइभावो,
फलं व कीयस्स वहाय होइ ॥२३॥

—दशवैकालिक सूत्र ९/१/१

(११०)

सिया हु से पावए नो डहिज्जा,
आसीविसो वा कुविओ न भक्खे।
सिया विसं हालहलं न मारे,
न यावि मोक्खो गुरुहीलणाए ॥२४॥

—दशवैकालिक सूत्र ९/१/७

(१११)

विवत्ती अविणीयस्स, संपत्ती विणीयस्स य।
जस्सेयं दुहओ नायं, सिक्खं से अभिगच्छइ ॥२५॥

—दशवैकालिक सूत्र ९/ /२२

(૧૦૮)

જે અત્યંત ક્રોધી, પશુવત્ અજ્ઞાની, અહંકારી, સદા કટુવચનોનો પ્રયોગ કરનાર અને ધૂર્ત (શઠ) હોય તે જીવાત્મા અવિનીત કહેવાય છે, અને તે પાણીના પ્રબળ પ્રવાહમાં કાષ્ઠ તણાય તેમ આ સંસારરૂપી પ્રવાહમાં તણાતો રહે છે. (૨૨)

—દશવૈકાલિક સૂત્ર, ૯/૨/૩

(૧૦૯)

# धर्म

(११२)

धम्मो मगलमुक्किट्ठं, अहिंसा सजमो तवो।
देवा वि त नमसति, जस्स धम्मे सया मणो ॥१॥

—दशवैकालिक सूत्र १/१

(११३)

एस धम्मे धुवे णिच्चे, सासए जिणदेसिए।
सिद्धा सिज्झति चाणेण, सिज्झिस्संति तहाऽवरे ॥२॥

—उत्तराध्ययन सूत्र १६/१७

(११४)

जरामरणवेगेण, वुज्झमाणाण पाणिण
धम्मो दीवो पइट्ठा य, गई सरणमुत्तमं ॥३॥

—उत्तराध्ययन सूत्र २३/६८

(११५)

धम्मारामे चरे भिक्खू, धिइम धम्मसारही।
धम्मारामे रये दन्ते, बभचेरसमाहिए ॥४॥

—उत्तराध्ययन सूत्र १६/१५

(११६)

एव लोगमि ताइणा बुइए जे धम्मे अणुत्तरे।
त गिण्ह हिय ति उत्तम कडमिव सेमऽवहाय पंडिए ॥५॥

—सूयगडाग, श्रु १, अ २, उ २, सू २४

(૧૧૨)

ધર્મ એ ઉત્કૃષ્ટ મંગળ છે. અહિંસા, સંયમ અને તપ એ જ ધર્મનું સ્વરૂપ છે ઉક્ત ધર્મમાં જેનું મન હમેશા સંલગ્ન રહે છે તેને દેવો પણ નમસ્કાર કરે છે (૧)

—દશવૈકાલિક સૂત્ર ૧/૧

(૧૧૩)

પૂર્ણ જ્ઞાનીઓએ ઉપદેશેલો આ ધર્મ ધ્રુવ, નિત્ય અને શાશ્વત છે. તે ધર્મનું પાલન કરી અનેક જીવાત્માઓ ભૂતકાળમાં સિદ્ધ થયા છે, વર્તમાનમાં સિદ્ધ થાય છે અને ભવિષ્યમાં પણ સિદ્ધ થશે (૨)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૬/૧૭

(૧૧૪)

જરા અને મૃત્યુ રૂપી વેગથી તણાતા પ્રાણીઓ માટે એક માત્ર ધર્મ જ દ્વીપ છે, સ્થાન છે, ગતિ છે અને ઉત્તમ શરણ છે (૩)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૨૩/૬૮

(૧૧૫)

ધૈર્યવાન અને સદ્ધર્મ રૂપ રથ ચલાવવામાં સારથિ સમાન સાધુએ ધર્મરૂપી બગીચામાં રમણ કરવું અને ધર્મરૂપી બગીચામાં રત થઈને ઇન્દ્રિયોનું દમન કરી બ્રહ્મચર્યમાં જ સમાધિ કેળવવી અર્થાત્ દત્તચિત્ત થવું (૪)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૬/૧૫

(૧૧૬)

આ પ્રમાણે આ લોકમાં સર્વપ્રાણીરક્ષક, સર્વજ્ઞ કથિત, જે સર્વોત્તમ ધર્મ છે તેને એકાન્ત કલ્યાણકારક સમજી ગ્રહણ કરવો જોઈએ જેમ ચતુર જુગારી શેષ સ્થાનોને છોડી ચોથું સ્થાન ગ્રહણ કરે છે તેમ સર્વજ્ઞ કથિત ધર્મને સર્વોત્તમ માની સ્વીકારવો જોઈએ (૫)

—સૂયગડાંગ શ્રુ ૧, અ ૨ ઉ ૨, ગા. ૨૪

(११७)

जहा य तिन्नि वाणिया, मूलं घेत्तूण निग्गया।
एगोऽत्थ लहई लाभं, एगो मूलेण आगओ ॥६॥

—उत्तराध्ययन सूत्र ७/१४

(११८)

एगो मूलं पि हारित्ता, आगओ तत्थ वाणिओ।
ववहारे उवमा एसा, एवं धम्मे वियाणह ॥७॥

—उत्तराध्ययन सूत्र ७/१५

(११९)

माणुसत्तं भवे मूलं, लाभो देवगई भवे।
मूलच्छेएण जीवाणं, नरगतिरिक्खत्तणं धुवं ॥८॥

—उत्तराध्ययन सूत्र ७/१६

(१२०)

बालस्स पस्स बालत्तं, अहम्मं पडिवज्जिया।
चिच्चा धम्मं अहम्मिट्ठे, नरए उववज्जई ॥९॥

—उत्तराध्ययन सूत्र ७/२८

(१२१)

धीरस्स पस्स धीरत्तं, सच्चधम्माणुवत्तिणो।
चिच्चा अधम्मं धम्मिट्ठे, देवेसु उववज्जई ॥१०॥

—उत्तराध्ययन सूत्र ७/२९

(૧૧૭)

જેમ ત્રણ વાણિયાઓ મૂડી લઈ વેપાર કરવા નીકળ્યા, તેમાંનો એક લાભ મેળવીને આવ્યો, બીજો પોતાની મૂળ મૂડી પાછી લાવ્યો-(૬)

(૧૧૮)

ત્યારે ત્રીજો મૂળ ધન પણ ગુમાવીને પાછો આવ્યો. આ તો વ્યવહારિક ઉપમા છે, પરંતુ ધર્મમાં પણ એમ જ જાણવું. (૭)

(૧૧૯)

મનુષ્યભવ પામે તે મૂળ મૂડી આબાદ રાખવા બરાબર છે, દેવ ગતિ પામે છે તે લાભ મેળવે છે અને જે જીવો નરક અને તિર્યંચ ગતિ પામે છે તે તો ખરેખર મૂડીને પણ ગુમાવી બેસે છે (૮)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૭/૧૪ ૧૬

(૧૨૦)

અજ્ઞાનીની મૂર્ખતા તો જુઓ! તેઓ ધર્મને છોડી, અધર્મનો સ્વીકાર કરે છે, અને અધર્મી બનીને નરકમાં ઉત્પન્ન થાય છે (૯)

(૧૨૧)

અને હવે સત્ય ધર્મનું પાલન કરનાર ધીર પુરુષનું ધીરપણું પણ જુઓ! તેઓ ધર્મિષ્ઠ બની, અધર્મથી દૂર રહી દેવલોકમાં ઉત્પન્ન થાય છે. (૧૦)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૭/૨૮ ૨૯

(૧૨૨)

जस्सेवमप्पा उ हविज्ज निच्छिओ,
चइज्ज देहं न हु धम्मसासणं।
तं तारिसं नो पइलिंति इंदिआ,
उविंति वाया व सुदंसणं गिरिं ॥११॥

—दशवैकालिक सूत्र, प्र. चू १७

(१२३)

मरिहिसि रायं! जया तया वा, मणोरमे कामगुणे विहाय।
एक्को हु धम्मो नरदेव! ताणं, न विज्जई अन्नमिहेह किंचि ॥१२॥

—उत्तराध्ययन सूत्र १४/४०

(१२४)

किरियं च रोयई धीरे, अकिरियं परिवज्जए
दिट्ठीए दिट्ठीसम्पन्ने, धम्मं चरसु दुच्चरं ॥१३॥

—उत्तराध्ययन सूत्र १८/३३

(१२५)

बलं थामं च पेहाए, सद्धामारुग्गमप्पणो ।
खेत्तं कालं च विन्नाय, तहप्पाणं निजुंजए ॥१४॥

—दशवैकालिक सूत्र ८/३५

(१२६)

जरा जाव न पीडेइ, वाही जाव न वड्ढइ ।
जाविंदिआ न हायंति, ताव धम्मं समायरे ॥१५॥

—दशवैकालिक सूत्र ८/३६

(૧૨૨)

જો સાધુનો આત્મા એટલો ગોનિશ્ચિત થઈ જાય કે દેહ છૂટી જાય તો ભલે છૂટે પણ સદ્ધર્મના માર્ગ નિયમો હું છોડીશ નહિ, ત્યારે જેમ સુદર્શન(મેરુ) પર્વતને વાયુના પ્રચંડ ઝાપટા ચલિત કરી શકતા નથી તેમ એવા અડોલ અને દૃઢનિશ્ચયી સાધકને ઇન્દ્રિયો પણ વિચલિત કરી શકતી નથી (૧૧)

—દશવૈકાલિક સૂત્ર, પ્ર. ચૂ ૧૭

(૧૨૩)

હે રાજન! જ્યારે તમે આ મનોહર કામભોગોને છોડીને મૃત્યુ પામશો ત્યારે તે સમયે માત્ર એક સાચો ધર્મ જ તમને શરણભૂત થશે. હે નરપતિ! બીજું કંઈ પણ તમને શરણભૂત થઈ શકશે નહિ (૧૨)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૪/૪૦

(૧૨૪)

ધીર પુરુષે અક્રિયા(જડ ક્રિયા)ને છોડી સાચા જ્ઞાન સહિત ક્રિયાને આચરવી, અને સમદૃષ્ટિથી યુક્ત થઈ દુષ્કર ધર્મમાં ગમન કરવું. (૧૩)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૮/૩૩

(૧૨૫-૧૨૬)

જ્યાં સુધી વૃદ્ધાવસ્થાનું દુઃખ આવ્યું નથી, રોગોનો ઉપદ્રવ વધ્યો નથી અને ઇન્દ્રિયોનું બળ ક્ષીણ થયું નથી ત્યાં સુધી પોતાનું બળ, સામર્થ્ય, શ્રદ્ધા અને આરોગ્ય તપાસી, ક્ષેત્ર અને કાળને વિચારી આત્માને ધર્મમાં યોજી દેવો (૧૪) (૧૫)

—દશવૈકાલિક સૂત્ર ૮/૩૫ ૩૬

(१२७)

अद्धाणं जो महंतं तु, अप्पाहेज्जो पवज्जई ।
गच्छंतो सो दुही होइ, छुहातण्हाए पीडिओ ॥१६॥

—उत्तराध्ययन सूत्र १९/१८

(१२८)

एवं धम्मं अकाऊणं, जो गच्छइ परं भवं ।
गच्छंतो सो दुही होइ, वाहीरोगेहिं पीडिओ ॥१७॥

—उत्तराध्ययन सूत्र १९/१९

(१२९)

अद्धाणं जो महंतं तु, सपाहेयो पवज्जई ।
गच्छंतो सो सुही होइ, छुहातण्हाविवज्जिओ ॥१८॥

—उत्तराध्ययन सूत्र १९/२०

(१३०)

एवं धम्मं वि काऊण, जो गच्छइ परं भवं ।
गच्छंतो सो सुही होइ, अप्पकम्मे अवेयणे ॥१९॥

—उत्तराध्ययन सूत्र १९/२१

(१३१)

विसं तु पीयं जह कालकूडं,
हणाइ सत्थं जह कुग्गहीयं ।
एसो वि धम्मो विसओववन्नो,
हणाइ वेयाल इवाविवन्नो ॥२०॥

—उत्तराध्ययन सूत्र २०/४४

(૧૨૭)

જે મુસાફર લાંબા માર્ગે ભાતુ લીધા વિના પ્રયાણ કરે છે તે જતા જતા ક્ષુધા અને તૃષાથી ખૂબ પીડાય છે અને દુ:ખી થાય છે (૧૬)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૯/૧૮

(૧૨૮)

તે જ પ્રમાણે જે ધર્મને આદર્યા વિના પરભવમા જાય છે તે ત્યા જઈ અનેક રોગો ઉપાધિઓથી પીડા પામે છે (૧૭)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૯/૧૯

(૧૨૯)

જે મુસાફર ભાતુ લઈને લાંબા માર્ગ પ્રયાણ કરે છે તે ક્ષુધા અને તૃષાથી રહિત થઈ સુખી થાય છે (૧૮)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૯/૨૦

(૧૩૦)

તે પ્રમાણે જે સાચા ધર્મનુ પાલન કરી પરભવમા જાય છે તે ત્યા હળુકર્મી (અલ્પકર્મી) અને વેદના રહિત થઈ સુખી થાય છે (૧૯)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૯/૨૧

(૧૩૧)

જેવી રીતે પીધેલુ કાળકૂટ વિષ, અવળુ પકડેલુ શસ્ત્ર અને વશમા ન આવેલ વેતાલ (ભૂત) ઘાતક નીવડે છે તેવી રીતે વિષયોથી યુક્ત ધર્મ પણ વિનાશ કરે છે (અર્થાત્ અધોગતિમા લઈ જાય છે). (૨૦)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૨૦/૪૪

(१३२)

अणुसिट्ठिं पि बहुविहं,
मिच्छदिट्ठिया जे नरा अबुद्धिया।
बद्धनिकाइयकम्मा,
सुणंति धम्मं न परं करेंति ॥२१॥

—प्रश्न. व्या. अधर्मद्वार

(१३३)

जा जा वच्चइ रयणी, न सा पडिनियत्तई।
अहम्मं कुणमाणस्स, अफला जन्ति राइओ ॥२२॥

—उत्तराध्ययन सूत्र १४/२४

(१३४)

जा जा वच्चइ रयणी, न सा पडिनियत्तइ।
धम्मं च कुणमाणस्स, सफला जन्ति राइओ ॥२३॥

—उत्तराध्ययन सूत्र १४/२५

(૧૩૨)

બુદ્ધિહીન મિથ્યાદષ્ટિ મનુષ્યો શિક્ષિત અને જ્ઞાની ગુરુ દ્વારા અનેકવિધ ધર્મનું શ્રવણ કરે છે, પરંતુ પ્રગાઢ-નિકાચિત કર્મોના ઉદયથી તેનું આચરણ કરતા નથી. (૨૧)

—પ્રશ્ન. વ્યા. અધર્મદ્વાર

(૧૩૩)

જે જે રાત્રિ-દિવસો વીતી જાય છે તે પાછાં ફરતાં નથી. આવા ટૂંક કાળના જીવનમાં અધર્મનું આચરણ કરનારનો સમય અફળ ચાલ્યો જાય છે. (૨૨)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૪/૨૪

(૧૩૪)

જે જે રાત્રી દિવસો વીતી જાય છે તે પાછાં ફરતાં નથી. તેથી ધર્મ આચરનારનો સમય સફળ થઈ જાય છે. (૨૩)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૪/૨૫

# શ્રાવક ધર્મ

(१३५)

समणोवासगा भवति—अभिगय जीवाऽजीवा, उवलद्ध-पुण्णपावा, आसव सवर निज्जर किरिया अहिगरण बध मोक्ख कुसला, असाहेज्जाओ, देवाऽसुर नाग सुवण्ण जक्ख रक्खस-किण्णर किंपुरिस गरुल गधव्व महोरगाइएहिं देवगणेहिं निग्गथाओ पावयणाओ अणइक्कमणिज्जा ।

निग्गथे पावयणे निस्सकिया, निक्कखिया, निव्वितिगिच्छा, लद्धट्ठा, गहियट्ठा, पुच्छियट्ठा, अभिगयट्ठा, विणिच्छियट्ठा, अट्ठिमिंजपेमाणुरागरत्ता ॥१॥

(१३६)

अयमाउसो ! निग्गथे पावयणे अट्ठे, अय परमट्ठे, सेसे अणट्ठे, ॥२॥

# શ્રાવક ધર્મ

(૧૩૫)

શ્રમણોપાસક જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, કાયિકી આદિ ક્રિયા, અધિકરણ, કર્મબંધ અને કર્મથી છુટકારા રૂપ મોક્ષ —એ સર્વના વિષયમાં સારી રીતે જ્ઞાનસંપન્ન હોય છે અને સમ્યક્ત્વમાં એટલા બધા અવિચળ હોય છે કે બીજાની સહાયતાની અપેક્ષા કરતા નથી

તેથી તેમને વૈમાનિક દેવ, અસુરકુમાર, નાગકુમાર, સુવર્ણકુમાર આદિ ભવનપતિ દેવો, યક્ષ, રાક્ષસ, કિન્નર કિંપુરુષ, ગરુડ, ગંધર્વ વગેર વાણવ્યંતર દેવોના સમૂહો મળીને પણ નિર્ગ્રંથ પ્રવચનથી વિચલિત કરવા સમર્થ નથી

તેઓ નિર્ગ્રંથ પ્રવચનમાં નિઃસંદેહ, અન્ય દર્શનની આકાંક્ષાથી રહિત, અને કરણીના ફળ વિષે નિઃશંક પ્રવર્તે છે તેઓ નિર્ગ્રંથ પ્રવચનના અર્થો સારી રીતે શ્રવણ કરે છે, અવધારણ કરે છે અને સંશયને પૂછીને સ્પષ્ટ કરી લે છે અને તે પ્રમાણે નિર્ગ્રંથ પ્રવચનનો બોધ કરી લે છે અને પૂર્ણ રીતે અર્થનો વિનિશ્ચય કરી લે છે તેથી તેમના અસ્થિ અને મજ્જા, રંગની માફક, સર્વજ્ઞ દેવના પ્રવચનોની પ્રીતિથી રક્ત હોય છે (૧)

(૧૩૬)

હે આયુષ્યમન્! આ નિર્ગ્રંથ પ્રવચન જ અર્થ છે, તે જ પરમાર્થ છે. અન્ય સર્વે નિઃસાર છે (૨)

(१३७)

ऊसिय फलिहा, अवंगुय दुवारा, चियत्तंतेउर परघर-पवेसा, ॥३॥

(१३८)

चाउद्दसट्ठमुद्दिट्ठ-पुण्णमासिणीसु पडिपुण्णं पोसहं सम्मं अणुपालेमाणा समणे निग्गंथे फासुएसणिज्जेणं असण-पाण खाइम-साइमेण, वत्थ-पडिग्गह कंबल पायपुंछणेण, ओसह-भेसज्जेणं, पाडिहारेणं य पीढ फलग-सेज्जा-संथारएण पडिलाभेमाणा विहरंति। विहरित्ता-भत्तं पच्चक्खंति, ते बहूइं भत्ताइं अणसणाए छेदेंति। छेदित्ता-आलोइय, पडिक्कंता, समाहिपत्ता, काल मासे कालं किच्चा, उक्कोसेण अच्चुए कप्पे देवत्ताए उववत्तारो भवति। तहिं तेसिं गती बावीसं सागरोवमाइं ठिती पण्णत्ता। आराहगा ॥४॥

—उववाइ सूत्र

(१३९)

मारं पिअ आवसे नरे,
अणुपुव्वं पाणेहिं संजए।
समता सव्वत्थ सुव्वते,
देवाणं गच्छे स लोगयं ॥५॥

—सूत्रगडांग सूत्र, श्रु. १, अ २, उ ३, गा १३.

(૧૩૭)

તેમનું હૃદય સ્ફટિક રત્ન જેવું નિર્મળ હોય છે દાન વગેરે સત્કર્મો અર્થે તેઓ ઉદારચિત્ત રહે છે અને તેમના ઘરનાં દ્વાર હમેશાં ખુલ્લાં હોય છે. રાજભવનથી માંડી સાધારણ ઘરો સુધી તેઓ નિઃશંક પ્રવેશ કરી શકે છે (તેમનું જીવન પ્રામાણિકતાથી પરિપૂર્ણ હોય છે) અને તેમની પ્રતીતિ થાય છે. (૩)

(૧૩૮)

તેઓ ચતુર્દશી, અષ્ટમી, અમાવસ્યા અને પૂર્ણિમાના દિવસોએ પ્રતિપૂર્ણ (ચતુર્વિધ) પૌષધવ્રતનું સમ્યક્ પ્રકારે પાલન કરે છે; તેઓ શ્રમણ નિર્ગ્રંથોને પ્રાસુક અને એષણીય (નિર્દોષ) આહાર પાણી મેવા-મુખવાસ, વસ્ત્ર, પાત્ર, કંબલ, પાદપુંછન, ઔષધ, પથ્ય, પ્રાતિહારિક (જે વસ્તુ ઉપયોગ પશ્ચાત્ ગૃહસ્થને પાછી આપી દેવામાં આવે છે), બાજોઠ, ફલગ (પાટિયું), શય્યા (અથવા મકાન), સસ્તારક વગેરે ભાવપૂર્વક આપે છે આ પ્રમાણે જીવન વ્યતિત કરતા જીવનના અંતિમ સમયે આહારાદિનો ત્યાગ કરે છે. તે ત્યાગ ઘણા દિવસો સુધી પણ ચાલે છે તત્પશ્ચાત આલોચના કરી, પાપોનું પ્રતિક્રમણ કરી સમાધિપૂર્વક જીવનને સમાપ્ત કરે છે. ત્યાંથી મૃત્યુ પામી તેઓ ઉત્કૃષ્ટ અચ્યુત (૧૨મા) દેવલોકમાં ઉત્પન્ન થાય છે. ત્યાં તેઓની સ્થિતિ બાવીશ સાગરોપમની હોય છે અને તેઓ આરાધક હોય છે. (૪)

—ઉવવાઈ સૂત્ર

(૧૩૯)

જે પુરુષ ઘરમાં નિવાસ કરીને પણ શ્રાવક ધર્મ પાળીને ક્રમશઃ પ્રાણીઓની હિંસાથી નિવૃત્ત થાય છે તથા સર્વ પ્રાણીઓમાં સમભાવ રાખે છે તે સુવ્રતી પુરુષ દેવલોકમાં જાય છે. (૫)

—સૂયગડાંગ સૂત્ર, શ્રુ ૧, અ. ૨, ઉ. ૩, ગા ૧૩.

# અહિંસા

(૧૪૦)

तत्थिमं पढमं ठाणं, महावीरेण देसियं।
अहिंसा निउणा दिट्ठा, सव्वभूएसु संजमो ॥१॥

—दशवैकालिक सूत्र, ६/९.

(૧૪૧)

सव्वे जीवा वि इच्छंति, जीविउं न मरिज्जिउं।
तम्हा पाणिवहं घोरं, निग्गंथा वज्जयंति णं ॥२॥

—दशवैकालिक सूत्र, ६/११.

(૧૪૨)

पुढवीजीवा पुढोसत्ता, आउजीवा तहाऽगणी।
वाउजीवा पुढोसत्ता, तणरुक्खा सबीयगा ॥३॥

—सूयगडांग, श्रु. १, अ. ११, गा. ७.

(૧૪૩)

अहाऽवरा तसा पाणा, एवं छकाय आहिया
एयावए जीवकाए, नावरे कोइ विज्जई ॥४॥

—सूयगडांग, श्रु. १, अ. ११, गा. ८.

# અહિંસા

(૧૪૦)

બધા જીવો સાથે સંયમપૂર્વક વર્તવું તે જ ઉત્તમ પ્રકારની અહિંસા છે ભગવાન મહાવીરે બધા ધર્માનુષ્ઠાનોમાં અહિંસાનું સ્થાન સર્વપ્રથમ દર્શાવ્યું છે (૧)

—દશવૈકાલિક સૂત્ર ૬/૯

(૧૪૧)

જગતના સર્વે જીવો જીવવા ઇચ્છે છે, કોઈ પણ પ્રાણી મૃત્યુને ઇચ્છતું નથી માટે તે ભયંકર પાપરૂપ પ્રાણી હિંસાને નિર્ગ્રંથ પુરુષો સર્વથા તજી દે છે (૨)

—દશવૈકાલિક સૂત્ર ૬/૧૧

(૧૪૨)

પૃથ્વી જીવ છે તે પ્રમાણે જળ, અગ્નિ, વાયુ પણ જીવ છે તથા તૃણ, વૃક્ષ અને બીજ આદિ વનસ્પતિકાય પણ જીવ છે તે સર્વે જીવો ભિન્નભિન્ન છે (૩)

—સૂત્રગડાંગ શ્રુ ૧, અ ૧૧, ગા ૭

(૧૪૩)

આ પાંચ સ્થાવરકાય સિવાય ત્રસકાયના જીવો પણ હોય છે એ પ્રમાણે જીવોના છ ભેદ (છ કાય) કહ્યા છે સંસારના સમસ્ત જીવો આ છ પ્રકારની અંદર સમાવિષ્ટ છે તેથી ભિન્ન અન્ય કોઈ જીવ નથી (૪)

—સૂત્રગડાંગ, શ્રુ ૧, અ ૧૧, ગા ૮

(१४४)

सव्वाहिं अणुजुत्तीहिं, मतिमं पडिलेहिया।
सव्वे अकंतदुक्खा य, अतो सव्वे न हिंसया ॥५॥

—सूयगडांग, श्रु. १, अ. ११, गा ९.

(१४५)

जावंति लोए पाणा, तसा अदुव थावरा।
ते जाणमजाणं वा, न हणे नो वि घायए ॥६॥

—दशवैकालिक, सूत्र, ६/१०.

(१४६)

एयं खु नाणिणो सारं, जं न हिंसइ किंचण।
अहिंसा समयं चेव, एतावंत वियाणिया ॥७॥

—सूयगडांग, श्रु. १, अ. ११, गा १०.

(१४७)

सयं तिवायए पाणे, अदुवाऽन्नेहिं घायए।
हणंतं वाऽणुजाणाइ, वेरं वड्ढइ अप्पणो ॥८॥

—सूयगडांग, श्रु १, अ १, उ १, गा ३.

(१४८)

अभओ पत्थिवा! तुब्भं, अभयदाया भवाहि य।
अणिच्चे जीवलोगम्मि, किं हिंसाए पसज्जसि?॥९॥

—उत्तराध्ययन सूत्र, १८/११.

(૧૪૪)

બુદ્ધિમાન પુરુષ સર્વ પ્રકારની યુક્તિઓથી આ સર્વ જીવોનું સમ્યગ્ જ્ઞાન પ્રાપ્ત કરે અને સર્વ જીવોને દુઃખ અપ્રિય છે એવું જાણી તે કોઈ જીવની હિંસા કરે નહિ (૫)

—સૂયગડાંગ શ્રુ. ૧, અ. ૧૧, ગા ૯.

(૧૪૫)

સંયમી સાધક આ લોકમાં જેટલા ત્રસ અને સ્થાવર જીવો છે તેમને જાણતાં કે અજાણતાં હણે નહિ, હણાવે નહિ કે હણનારને અનુમોદન પણ આપે નહિ. (૬)

—દશવૈકાલિક સૂત્ર, ૬/૧૦

(૧૪૬)

કોઈ પણ જીવની હિંસા ન કરવી તે જ જ્ઞાની પુરુષના જ્ઞાનનો સાર છે. અહિંસાના સમર્થક શાસ્ત્રનો પણ એટલો જ સિદ્ધાંત છે અને તે જાણવો જોઈએ. (૭)

—સૂયગડાંગ, શ્રુ ૧, અ ૧૧, ગા ૧૦

(૧૪૭)

જે પુરુષ પ્રાણીઓની સ્વયં હિંસા કરે છે અથવા બીજા પાસે હિંસા કરાવે છે અથવા હિંસા કરનાર પુરુષને અનુમોદન આપે છે તે મરનાર પ્રાણીઓ સાથે પોતાનું વેર વધારે છે (૮)

—સૂયગડાંગ, શ્રુ ૧, અ. ૧, ઉ ૧, ગા ૩

(૧૪૮)

હે પાર્થિવ ! તને અભય હો અને હવે તું પણ અભયનો દાતા બની જા. અનિત્ય એવા આ સંસારમાં હિંસાના કાર્યોમાં તું શા માટે આસક્ત થાય છે ? (૯)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૮/૧૧

(૧૪૯)

पाणे य नाइवाएज्जा, से समीय त्ति वुच्चई ताई।
तओ से पावयं कम्मं, निज्जाइ उदगं व थलाओ ॥१०॥

—उत्तराध्ययन सूत्र ८/९

(૧૫૦)

जगनिस्सिएहिं भूएहिं, तसनामेहिं थावरेहिं च।
नो तेसिमारभे दंडं, मणसा वयसा कायसा चेव ॥११॥

—उत्तराध्ययन सूत्र ८/१०

(૧૫૧)

वेराइं कुव्वई वेरी,
तओ वेरेहिं रज्जती।
पावोवगा य आरम्भा,
दुक्खफासा य अंतसो ॥१२॥

—सूत्र. श्रु. १, अ. ८, गा ७

(૧૫૨)

उववायं चवणं णच्चा, अणण्णं चर माहणे,
से ण छणे ण छणावए, छणंतं णाणुजाणइ ॥१३॥

—आचारांग, श्रु. १, अ ३, उ. २, गा. ८.

(૧૫૩)

आयओ बहिया पास,
तम्हा ण हंता ण विघायए ॥१४॥

—आचारांग, श्रु. १, अ. ३, उ. ३, गा. १.

(૧૪૯)

જે પ્રાણીઓનો ઘાત કરે નહિ તે છ કાયનો રક્ષક અને પાંચ સમિતિનો ધારણ કરનાર કહેવાય છે. આવો જનવાથી જેમ ઊંચા સ્થળમાંથી પાણી નીકળી જાય છે તેમ તેનું પાપકર્મ નીકળી જાય છે. (૧૦)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૮/૯

(૧૫૦)

જગતમાં વ્યાપ્ત થયેલા ત્રસ અને સ્થાવર જીવો ઉપર મન, વાણી કે શરીરથી દંડ ન આરંભવો (૧૧)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૮/૧૦

(૧૫૧)

જીવહિંસા કરનાર પુરુષ તે જીવ સાથે અનેક જન્મો માટે વેર બાંધે છે અને પાછુ તે (મરનાર જીવ) નનુ વેર બાંધે છે, એટલે કે આ પ્રમાણે વેરની પરંપરા ચાલતી રહે છે. જીવહિંસા પાપ ઉત્પન્ન કરે છે અને અંતમાં તે દુઃખ આપે છે. (૧૨)

—સૂય શ્રુ ૧, અ ૮, ગા ૭.

(૧૫૨)

હે મુનિ! જન્મ અને મરણ સર્વને છે એવુ જાણી સંયમમા વર્ત્યા કર. મુનિ હિંસા કરે નહિ, અન્ય પાસે કરાવે નહિ અને હિંસા કરનારને સારું જાણે નહિ (૧૩)

—આચારાંગ, શ્રુ ૧, અ ૩, ઉ. ૨, ગા ૮.

(૧૫૩)

હે મુનિ! તું પોતા તરફ જેમ જુએ છે તેમ બીજા જીવો તરફ પણ જો, અર્થાત્ સર્વ પ્રાણીઓને આત્મવત્ જો. માટે તારે કોઈ જીવને મારવો નહિ અને મરાવવો પણ નહિ. (૧૪)

—આચારાંગ, શ્રુ ૧, અ. ૩, ઉ ૩, ગા. ૧.

(१६४)

पुढवी य आऊ अगणी य वाऊ,
तण रुक्ख बीया य तसा य पाणा।
जे अंडया जे य जराउ पाणा,
ससेयया जे रसयाभिहाणा ॥१५॥

(१६५)

एयाई कायाइ पवेदिताइ,
एतेसु जाणे पडिलेह साय।
एतेण कएण य आयदंडे,
एतेसु या विप्परियासुविंति ॥१६॥

—सूयगडांग सूत्र, श्रु १, अ ७, गा १२

(१६६)

तुमंसि नाम त चेव, जं हंतव्वं ति मन्नसि,
तुमसि नाम तं चेव, ज अज्जावेयव्व ति मन्नसि,
तुमसि नाम त चेव, ज परियावेयव्वं ति मन्नसि,
तुमसि नाम तं चेव, जं परिघेतव्वं ति मन्नसि,
तुमसि नाम त चेव, जं उद्दवेयव्वं ति मन्नसि।
अजू चेयपडिबुद्धजीवी तम्हा ण हंता ण वि घायए,
अणुसवेयणमप्पाणेण, जं हतव्व णाभिपत्थए ॥१७॥

—आचारांग सूत्र, श्रु १, अ ५, उ ५ सू ८

(૧૫૪-૧૫૫)

પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, તૃણ, વૃક્ષ, બીજ અને ત્રસ પ્રાણી તથા અંડજ (પક્ષી આદિ), જરાયુજ (મનુષ્ય, ગાય આદિ), સ્વેદજ તથા રસજ (રસથી ઉત્પન્ન થનાર)—એ સર્વેને સર્વજ્ઞ પુરુષોએ જીવના શરીર કહ્યા છે, તેથી તે સર્વેને સુખની ઇચ્છા રહે છે તે જાણો અને સૂક્ષ્મ રીતે વિચારો જે જીવો આ પ્રાણીઓનો નાશ કરીને પોતાના આત્માને દંડે છે અર્થાત્ પાપ સંચય કરે છે તે વારંવાર ઉક્ત પ્રાણીઓની યોનિમાં જન્મ ધારણ કરે છે (૧૫૧૬)

—સૂયગડાંગ સૂત્ર શ્રુ ૧, અ ૭, ગા ૧ ૨

(૧૫૬)

(१५७)

एसा भगवई अहिंसा, जा सा—
भीयाणं पिव सरणं,
पक्खीणं पिव गयणं,
तिसियाणं पिव सलिलं,
खुहियाणं पिव असणं,
समुद्दमज्झे व पोय वाहणं,
चउप्पयाणं व आसमपयं,
दुहट्टियाणं व ओसहिबलं,
अडवीमज्झे व सत्थगमणं।
एत्तो विसिट्ठतरिका अहिंसा ॥१८॥

—प्रश्न व्याकरण सूत्र, प्रथम धर्म द्वार

(१५८)

अणेगचित्ते खलु अयं पुरिसे, से केयणं अरिहइ पूरइत्तए, से अण्णवहाए, अण्णपरियावाए, अण्णपरिग्गहाए, जणवयवहाए, जणवयपरियावाए, जणवयपरिग्गहाए ॥१९॥

—आचारांग सूत्र, श्रु. १, अ. ३, उ. २.

(૧૫૭)

જેમ ભયભીત પ્રાણીઓને શરણુનો આધાર છે,
જેમ પક્ષીઓને આકાશનો આધાર છે,
જેમ તૃષાતુરને પાણીનો આધાર છે,
જેમ ભૂખ્યાને ભોજનનો આધાર છે,
જેમ સમુદ્રની મધ્યમા વહાણનો આધાર છે,
જેમ પશુઓને આશ્રમનો આધાર છે,
જેમ રોગથી પીડાતા પ્રાણીઓને ઔષધિનો આધાર છે,

તેમ આ ભગવતી અહિંસા જીવોને માટે આધારભૂત છે, એટલુ જ નહિ પરંતુ આ ભગવતી અહિંસા તેથી પણ વિશેષ કલ્યાણકારિણી છે (૧૮)

—પ્રશ્નવ્યાકરણ સૂત્ર પ્રથમ ધર્મ દ્વાર

(૧૫૮)

ઝાંઝવાના જળ જેવા સુખની પાછળ ભમનારા વિનાશી પામર જીવોને જુઓ' તે બિચારા સુખની પાછળ દોડી અનેક સંકલ્પ વિકલ્પો કરે છે અને ચાળણીમા પાણી ભરવા મથે છે તેથી તેઓ અન્યને મારવા માટે, પરિતાપ આપવા માટે, તેમના ઉપર અધિકાર ચલાવવા માટે તૈયાર થાય છે, એટલુ જ નહિ પણ દેશના દેશ નષ્ટ કરવા, તેમને સંતાપવા અને પોતાના અધિકારમા કરવા માટે પણ તૈયાર થાય છે (૧૯)

—આચારાગ સૂત્ર, શ્રુ ૧, અ ૩ ઉ ૨

## (૧૯)
## અહિંસાની સમજ

अप्पेगे अंधमब्भे अप्पेगे अंधमच्छे, अप्पेगे पायमब्भे अप्पेगे पायमच्छे, अप्पेगे गुप्फमब्भे अप्पेगे गुप्फमच्छे, अप्पेगे जंघमब्भे अप्पेगे जंघमच्छे, अप्पेगे जाणुमब्भे अप्पेगे जाणुमच्छे, अप्पेगे ऊरुमब्भे अप्पेगे ऊरुमच्छे, अप्पेगे कडिमब्भे अप्पेगे कडिमच्छे, अप्पेगे णाभिमब्भे अप्पेगे णाभिमच्छे, अप्पेगे उदरमब्भे अप्पेगे उदरमच्छे, अप्पेगे पासमब्भे अप्पेगे पासमच्छे, अप्पेगे पिट्ठिमब्भे अप्पेगे पिट्ठिमच्छे, अप्पेगे उरमब्भे अप्पेगे उरमच्छे, अप्पेगे हियमब्भे अप्पेगे हिययमच्छे, अप्पेगे थणमब्भे अप्पेगे थणमच्छे, अप्पेगे खंधमब्भे अप्पेगे खंधमच्छे, अप्पेगे बाहुमब्भे अप्पेगे बाहुमच्छे, अप्पेगे हत्थमब्भे अप्पेगे हत्थमच्छे, अप्पेगे अंगुलिमब्भे अप्पेगे अंगुलिमच्छे, अप्पेगे णहमब्भे अप्पेगे णहमच्छे, अप्पेगे गीवमब्भे अप्पेगे गीवमच्छे, अप्पेगे हणुमब्भे अप्पेगे हणुमच्छे, अप्पेगे होट्ठमब्भे अप्पेगे होट्ठमच्छे, अप्पेगे दंतमब्भे अप्पेगे दंतमच्छे, अप्पेगे जिब्भमब्भे अप्पेगे जिब्भमच्छे, अप्पेगे तालुमब्भे अप्पेगे तालुमच्छे, अप्पेगे गलमब्भे अप्पेगे गलमच्छे, अप्पेगे गंडमब्भे अप्पेगे गंडमच्छे, अप्पेगे कण्णमब्भे अप्पेगे कण्णमच्छे, अप्पेगे णासमब्भे अप्पेगे णासमच्छे, अप्पेगे अच्छिमब्भे अप्पेगे अच्छिमच्छे, अप्पेगे भमुहमब्भे अप्पेगे भमुहमच्छे, अप्पेगे णिडालमब्भे अप्पेगे णिडालमच्छे, अप्पेगे सीसमब्भे अप्पेगे सीसमच्छे, अप्पेगे संपमारए, अप्पेगे उद्दवए ॥

एत्थ सत्थं समारभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति। एत्थ सत्थं असमारभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति ॥२०॥

# અહિંસાની સમજ

## પૃથ્વીકાય

## (૧૫૯)

(નોંધ-કાન, આખ, નાક, જીભ, વાણી કે વિકસિત મન જેને નથી એવા પૃથ્વીકાયના જીવોની હિંસા કરવાથી તેમને દુ:ખનુ વેદન કેવી રીતે થતુ હશે, તે પ્રશ્નનો ભગવાન ઉત્તર આપે છે કે—)

જેમ કોઈ મનુષ્ય જન્મથી અંધ અને બધિર હોય, લૂલો લંગડો અને મૂગો હોય અને જુદાજુદા મનુષ્યો તેના પગ, ઘૂટી, પીંડી, ઘૂંટણુ, સાથળ, કેડ, નાભિ, પેટ, પાસળી, પીઠ, છાતી, હૃદય, સ્તન, ખભા, ભુજા, હાથ, આગળી, નખ, ગર્દન, દાઢી, હોઠ, દાત, જીભ, તાળવું, ગળું, ગાલ, કાન, નાક, આખ, ભમર, લલાટ, મસ્તક વગેરે અવયવોને (તરવાર વગેરે શસ્ત્રોથી) છેદે, (ભાલા વગેરેની અણીઓ પરોવીને) ભેદે; દુષ્ટ રીતે ખૂબ માર મારે કે કષ્ટ ઉપજાવવા ઉપદ્રવ કરે તો ભલે તે કહી ન શકે પરતુ તેને અવ્યક્ત વેદના અવશ્ય થાય છે તે જ પ્રમાણે પૃથ્વીકાયના જીવોને જો કે દુ ખ વ્યક્ત કરવાનુ સાધન નથી છતા પણુ અવ્યક્ત વેદના અવશ્ય થાય છે

પૃથ્વીકાયની હિંસા કરનાર પુરુષને આરભનો જ્ઞાનપૂર્વક ત્યાગ ન હોવાથી તેને હિંસાજન્ય પાપ લાગ્યા કરે છે પરતુ હિંસાથી નિવૃત્ત થયેલ પુરુષ સૂક્ષ્મ કે સ્થૂળ શસ્ત્રનો પ્રયોગ કરતો નથી તે હિંસાના પરિણામને જાણી તેનો વિવેકપૂર્વક ત્યાગ કરે છે, તેથી તેને હિંસાજન્ય પાપ લાગતું નથી. (૨૦)

(१६०)

तं परिण्णाय, मेहावी णेव सयं पुढवीसत्थं समारभेज्जा, णेवण्णेहिं पुढवीसत्थं समारभावेज्जा, णेवण्णे पुढवीसत्थं समारभंते समणुजाणेज्जा। जस्सेते पुढवीकम्मसमारंभा परिण्णाया भवंति, से हु मुणी परिण्णायकम्मे ॥२१॥

—आचारांग सूत्र श्रु १, अ १, उ ३

(१६१)

लोगं च आणाए अभिसमेच्चा अकुओभयं ॥२२॥

(१६२)

से बेमि, संति पाणा उदयनिस्सिया जीवा अणेगे। इहं खलु भो! अणगाराणं उदयजीवा वियाहिया ॥२३॥

(१६३)

एत्थ सत्थं समारभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति। एत्थ सत्थं असमारभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति ॥२४॥

(૧૬૦)

આ પ્રમાણે હિંસાના કાર્યને કર્મબંધનું કારણ જાણીને બુદ્ધિવાન સાધક સ્વય પૃથ્વીકાયની હિંસા કરે નહિ, અન્ય દ્વારા કરાવે નહિ અને કરનારને અનુમોદન પણ આપે નહિ. જે પૃથ્વીકાયની હિંસાને "જ્ઞ" પરિજ્ઞાથી અહિત કરનારી જાણી "પ્રત્યાખ્યાન" પરિજ્ઞાથી જ્ઞાનપૂર્વક તેને સર્વથા છોડે છે તે જ સાચો મુનિ છે અને તે જ કર્મના રહસ્યને જાણનાર છે. (૨૧)

—આચારાગ સૂત્ર, શ્રુ ૧, અ. ૧, ઉ ૨.

## અપ્‌કાય

(૧૬૧)

તીર્થંકર પ્રભુની આજ્ઞા પ્રમાણે અપ્‌કાય(પાણીના જીવો)ને પણ જાણીને તેને ભય ન આપવો એટલે કે તેના સયમ પાળવો (તેની યતના કરવી). (૨૨)

(૧૬૨)

હે જમ્બૂ' જળને આશ્રિત અનેક બીજાં પ્રાણીઓ પણ રહેલા છે, પરંતુ જૈન શાસનમા તો જળ પોતે પણ સજીવ છે એવુ સાધુ ઓને બતાવ્યું છે એમ હું કહું છુ. (૨૩)

(૧૬૩)

જળકાયની હિંસા કરનાર પુરુષને આરભનો જ્ઞાનપૂર્વક ત્યાગ ન હોવાથી તેને હિંસાજન્ય પાપ લાગ્યા કરે છે. પરતુ હિંસાથી નિવૃત્ત થનાર પુરુષ સૂક્ષ્મ કે સ્થૂળ શસ્ત્રનો પ્રયોગ કરતો નથી. તે હિંસાના પરિણામને જાણી તેનો વિવેકપૂર્વક ત્યાગ કરે છે, તેથી તેને હિંસાજન્ય પાપ લાગતું નથી. (૨૪)

(१६४)

तं परिण्णाय, मेहावी णव सय उदयसत्थ समारभेज्जा, णेवण्णेहिं उदयसत्थ समारभावेज्जा, उदयसत्थ समारंभतेवि अण्णे ण समणुजाणेज्जा। जस्सेते उदयसत्थसमारभा परिण्णाया भवति, से हु मुणी परिण्णायकम्मे ॥२५॥

—आचारांग सूत्र, श्रु १, अ १, उ ३

(१६५)

से बेमि, णेव सय लोग अब्भाइक्खेज्जा, णेव अत्ताणं अब्भाइक्खेज्जा। जे लोग अब्भाइक्खइ, से अत्ताण अब्भाइक्खइ, जे अत्ताण अब्भाइक्खइ, से लोग अब्भाइक्खइ ॥२६॥

(१६६)

तत्थ खलु भगवया परिण्णा पवेइया, इमस्स चेव जीवियस्स, परिवदणमाणणपूदणाए, जाइमरणमोयणाए दुक्खपडिघायहेउ, से सयमेव अगणिसत्थ समारभइ, अण्णेहिं वा अगणिसत्थ समारभावेइ, अण्णे वा अगणिसत्थ समारंभमाणे समणुजाणइ, त से अहियाए, त से अबोहिए ॥२७॥

(૧૬૪)

આ પ્રમાણે હિંસાના કાર્યને કર્મબંધનું કારણ જાણીને બુદ્ધિવાન સાધક સ્વયં જળકાયના જીવોની હિંસા કરે નહિ, અન્ય દ્વારા કરાવે નહિ અને કરનારને અનુમોદન આપે નહિ. જે જળકાયની હિંસાને "જ્ઞ" પરિજ્ઞાથી અહિત કરનારી જાણી "પ્રત્યાખ્યાન" પરિજ્ઞાથી જ્ઞાન-પૂર્વક સર્વથા છોડે છે તે જ સાચો મુનિ છે અને તે જ કર્મના રહસ્યને જાણનાર છે. (૨૫)

—આચારાંગ સૂત્ર, શ્રુ. ૧, અ. ૧, ઉ. ૩.

## અગ્નિકાય

(૧૬૫)

હું કહું છુ કે અગ્નિકાયની સચેતનતા વિષે *અપલાપ કરવો નહિ, તેમજ આત્માનો પણ અપલાપ કરવો નહિ. જે અગ્નિકાયના જીવોનો અપલાપ કરે છે તે આત્માના અસ્તિત્વનો પણ અપલાપ કરે છે; અને જે આત્માના અસ્તિત્વનો અપલાપ કરે છે તે અગ્નિકાયની સચેતનતાનો અપલાપ કરે છે. (૨૬)

(૧૬૬)

આ અગ્નિકાયના જીવોને માટે ભગવાને પરિજ્ઞા સમજાવી છે કે કોઈકોઈ જીવ જીવનનિર્વાહ માટે, પ્રશંસા, માન તથા પૂજા માટે, જન્મ-મરણથી છૂટવા માટે (ધર્મ-નિમિત્તે) અને દુઃખના નિવારણ માટે પોતે અગ્નિકાયનો સમારંભ (હિંસા) કરે છે, બીજા પાસે કરાવે છે અને કરનારને અનુમોદન આપે છે. પરંતુ તે હિંસા તેના અહિત માટે છે અને અજ્ઞાનને વધારનાર છે. (૨૭)

* અપલાપ=સત્ય વસ્તુનો ઇન્કાર કરવો.

(૧૬૭)

से बेमि, संति पाणा पुढविणिस्सिया, तणणिस्सिया, पत्तणिस्सिया, कट्ठणिस्सिया, गोमयणिस्सिया, कयवरणिस्सिया। संति संपाइमा पाणा आहच्च संपयंति य। अगणिं च खलु पुट्ठा एगे संघायमावज्जंति। जे तत्थ संघायमावज्जंति, ते तत्थ परियाविज्जंति, जे तत्थ परियाविज्जंति ते तत्थ उद्दायंति ॥२८॥

(૧૬૮)

एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति। एत्थ सत्थं असमारंभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति ॥२९॥

(૧૬૯)

तं परिण्णाय, मेहावी णेव सयं अगणिसत्थं समारंभेज्जा, णेवण्णेहिं अगणिसत्थं समारंभावेज्जा, अगणिसत्थं समारंभमाणे अण्णे ण समणुजाणेज्जा। जस्सेते अगणिकम्मसमारंभा परिण्णाया भवंति, से हु मुणी परिण्णायकम्मे ॥३०॥

—आचारांग सूत्र, श्रु १, अ १, उ ४.

(૧૬૭)

હું કહું છું કે અગ્નિના આરંભથી નાના નાના જીવો તથા પતંગિયાં વગેરે ઊડતા જીવો આવીને તેમાં પડે છે. અગ્નિમાં પડવાથી તેમનું શરીર અત્યંત શેકાઈ જાય છે, પછી તેઓ મૂર્છિત થઈ મૃત્યુ પામે છે. (૨૮)

(૧૬૮)

અગ્નિકાયની હિંસા કરનાર પુરુષને આરંભનો જ્ઞાનપૂર્વક ત્યાગ ન હોવાથી તેને હિંસાજન્ય પાપ લાગ્યા કરે છે પરંતુ હિંસાથી નિવૃત્ત થનાર પુરુષ સૂક્ષ્મ કે સ્થૂળ શસ્ત્રનો પ્રયોગ કરતો નથી. તે હિંસાના પરિણામને જાણી તેનો વિવેકપૂર્વક ત્યાગ કરે છે, તેથી તેને હિંસાજન્ય પાપ લાગતું નથી. (૨૯)

(૧૬૯)

આ પ્રમાણે હિંસાના કાર્યને કર્મબંધનું કારણ જાણીને બુદ્ધિવાન સાધક સ્વયં અગ્નિકાયનો સમારંભ (હિંસા) કરે નહિ, અન્ય દ્વારા કરાવે નહિ અને કરનારને અનુમોદન પણ આપે નહિ. જે અગ્નિકાયની હિંસાને "જ્ઞ" પરિજ્ઞાથી અહિત કરનારી જાણી "પ્રત્યાખ્યાન" પરિજ્ઞાથી જ્ઞાનપૂર્વક તેને સર્વથા છોડે છે તે જ સાચો મુનિ છે અને તે જ કર્મના રહસ્યને જાણનાર છે. (૩૦)

—આચારાંગ સૂત્ર, શ્રુ. ૧, અ. ૧, ઉ. ૪.

(૧૭૦)

पहू एजस्स दुगंछणाए, आयंकदंसी अहियं ति णचा। जे अज्झत्थं जाणइ से बहिया जाणइ, जे बहिया जाणइ से अज्झत्थं जाणइ,—एयं तुलमण्णेसि। इह संतिगया दविया णावकंखंति जीविउं ॥३१॥

(૧૭૧)

से बेमि, संति संपाइमा पाणा आहच्च संपयंति य। फरिसं च खलु पुट्ठा एगे संघायमावज्जंति, जे तत्थ संघायमावज्जंति ते तत्थ परियावज्जंति, जे तत्थ परियावज्जंति ते तत्थ उद्दायंति ॥३२॥

(૧૭૨)

एत्थ सत्थं समारभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति। एत्थ सत्थं असमारभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति ॥३३॥

## વાયુકાય

### (૧૭૦)

જે શારીરિક અને માનસિક વેદનાને સારી રીતે જાણે છે અને જે આરંભ(હિંસા)ને અહિત કરતાર સમજે છે તે જ વાયુકાયના જીવોની હિંસાથી નિવૃત્ત થવા સમર્થ બને છે. કારણ કે જે પોતાના આત્માને થતા સુખદુઃખને સમજી શકે છે તે જ બીજા જીવોને થતા સુખદુઃખનુ નિદાન કરી શકે છે અને જે બીજા જીવોના સુખદુઃખને બરાબર સમજી લે છે તે જ પોતાના સુખદુઃખને બરાબર સમજે છે– એ પ્રમાણે અન્ય પ્રાણીઓમા પોતાની પેઠે સુખદુઃખની અનુભૂતિ સમજવી જોઈએ આવુ જાણી (સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ) શાતિમા નિમગ્ન થયેલા પુરુષો વાયુકાયની હિંસા કરીને અસંયમી જીવન જીવવાની ઇચ્છા કરતા નથી. (૩૧)

### (૧૭૧)

વળી વાયુકાયના જીવોની સાથે બીજા પણ ઉડતા (મચ્છર વગેરે) પ્રાણીઓ પણ છે, તેઓ વાયુની સાથે એકઠા થઈને પડે છે અને તે જીવો પણ વાયુની હિંસા થતા પીડા પામે છે, મૂર્છિત બની જાય છે અને ત્યા જ મૃત્યુને પામે છે, એમ હુ કહુ છુ (૩૨)

### (૧૭૨)

વાયુકાયની હિંસા કરનાર પુરુષને આરંભનો જ્ઞાનપૂર્વક ત્યાગ ન હોવાથી તેને હિંસાજન્ય પાપ લાગ્યા કરે છે પરતુ હિંસાથી નિવૃત્ત થનાર પુરુષ સૂક્ષ્મ કે સ્થૂળ શસ્ત્રનો પ્રયોગ કરતો નથી તે હિંસાના પરિણામને જાણી તેનો વિવેકપૂર્વક ત્યાગ કરે છે, તેથી તેને હિંસાજન્ય પાપ લાગતું નથી. (૩૩)

(१७३)

तं परिण्णाय मेहावी णेव सय वाउसत्थ समारंभेज्जा, णेवण्णेहिं वाउसत्थं समारंभावेज्जा, णेवण्णे वाउसत्थं समारभंते समणुजाणेज्जा। जस्सेते वाउसत्थसमारंभा परिण्णाया भवंति से हु मुणी परिण्णायकम्मे ॥३४॥

—*आचारांग सूत्र, श्रु. १, अ १, उ. ७.*

(१७४)

तत्थ खलु भगवया परिण्णा पवेइया, इमस्स चेव जीवियस्स, परिवंदणमाणणपूयणाए, जाइमरणमोयणाए, दुक्खपडिघायहेउं, से सयमेव वणस्सइसत्थं समारंभइ, अण्णेहिं वा वणस्सइसत्थं समारंभावेइ, अण्णे वा वणस्सइसत्थं समारंभमाणे समणुजाणइ, तं से अहियाए, तं से अबोहिए ॥३५॥

(૧૭૩)

આ પ્રમાણે હિંસાના કાર્યને કર્મબંધનું કારણ જાણીને બુદ્ધિવાન સાધક સ્વયં વાયુકાયનો સમારંભ (હિંસા) કરે નહિ, અન્ય દ્વારા કરાવે નહિ અને કરનારને અનુમોદન પણ આપે નહિ જે અગ્નિકાયની હિંસાને 'જ્ઞ પરિજ્ઞાથી અહિત કરનારી જાણી 'પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી જ્ઞાનપૂર્વક તેને સર્વથા છોડે છે તે જ સાચો મુનિ છે અને તે જ કર્મના રહસ્યને જાણનાર છે (૩૪)

—આચારાંગ સૂત્ર શ્રુ ૧ અ ૧ ઉ ૭

## વનસ્પતિકાય

(૧૭૪)

આ વનસ્પતિકાયના જીવોને માટે ભગવાને પરિજ્ઞા સમજાવી છે કે કોઈકોઈ જીવ જીવનનિર્વાહ માટે પ્રશંસા, માન અને પૂજા માટે, જન્મ મરણથી છૂટવા માટે (ધર્મનિમિત્તે) અને દુઃખના નિવારણ માટે પોતે વનસ્પતિનો સમારંભ (હિંસા) કરે છે, બીજા પાસે કરાવે છે અને કરનારને અનુમોદન આપે છે પરંતુ તે હિંસા તેના અહિત માટે છે અને અજ્ઞાનને વધારનાર છે (૩૫)

(१७५)

से बेमि, इमंपि जाइधम्मयं एयंपि जाइधम्मयं, इमंपि बुड्ढिधम्मयं एयंपि बुड्ढिधम्मयं, इमपि चित्तमंतयं एयंपि चित्तमंतयं, इमपि छिण्णं मिलाति एयंपि छिण्ण मिलाति, इयंपि आहारगं एयपि आहारग, इमंपि अणिच्चयं एयंपि अणिच्चयं, इमंपि असासय एयपि असासय, इमंपि चयोवचइयं एयपि चयोव-चइयं, इमंपि विपरिणामधम्मयं एयपि विपरिणामधम्मयं ॥३६॥

(१७६)

एत्थ सत्थं समारंभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति। एत्थ सत्थं असमारंभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति ॥३७॥

(૧૭૫)

**વનસ્પતિકાયની સચેતનતા દર્શાવવા માટે**
**શાસ્ત્રકારે મનુષ્યશરીર સાથે તેની તુલના કરી છે.**

જેમ માનવશરીર જન્મવાના સ્વભાવવાળું છે તેવી જ રીતે વનસ્પતિકાય પણ જન્મવાના સ્વભાવવાળી છે. જેમ માનવશરીર વધે છે તેમ તે પણ વધે છે. જેમ માનવશરીરમાં ચૈતન્ય છે તેમ તેમાં પણ છે. જેમ માનવશરીર કાપવાથી મ્લાન થઈ જાય છે તેમ વનસ્પતિ પણ કાપવાથી મ્લાન થઈ જાય છે. જેમ માનવશરીરને આહારની આવશ્યકતા છે તેમ તેને પણ આહારની આવશ્યકતા છે. જેમ માનવશરીર અનિત્ય છે તેમ તેનું શરીર પણ અનિત્ય છે. જેમ માનવશરીર અશાશ્વત છે તેમ તેનું શરીર પણ અશાશ્વત છે. જેમ માનવશરીરમાં હાનિ-વૃદ્ધિ (ચયોપચય) થાય છે તેમ તેમાં પણ હાનિ-વૃદ્ધિ થાય છે. જેમ માનવશરીર પરિણામી છે અર્થાત્ તેમાં વિકારો થાય છે તેમ વનસ્પતિમાં પણ થાય છે. (તેથી માનવશરીરની પેઠે વનસ્પતિ પણ સચેતન છે), એમ હું કહું છું. (૩૬)

(૧૭૬)

વનસ્પતિકાયની હિંસા કરનાર પુરુષને આરંભનો જ્ઞાનપૂર્વક ત્યાગ ન હોવાથી તેને હિંસાજન્ય પાપ લાગ્યા કરે છે. પરંતુ હિંસાથી નિવૃત્ત થનાર પુરુષ સ્થૂળ કે સૂક્ષ્મ શસ્ત્રનો પ્રયોગ કરતો નથી. તે હિંસાના પરિણામને જાણી તેનો વિવેકપૂર્વક ત્યાગ કરે છે, તેથી તેને હિંસાજન્ય પાપ લાગતું નથી. (૩૭)

(૧૭૭)

આ પ્રમાણે હિંસાના કાર્યને કર્મબંધનું કારણ જાણીને બુદ્ધિવાન સાધક સ્વયં વાયુકાયનો સમારંભ (હિંસા) કરે નહિ, અન્ય દ્વારા કરાવે નહિ અને કરનારને અનુમોદન પણ આપે નહિ જે વનસ્પતિકાયની હિંસાને 'જ્ઞ' પરિજ્ઞાથી અહિત કરનારી જાણી 'પ્રત્યાખ્યાન' પરિજ્ઞાથી જ્ઞાનપૂર્વક તેને સર્વથા છોડે છે તે જ સાચો મુનિ છે અને તે જ કર્મના રહસ્યને જાણનાર છે (૩૮)

—આચારાંગ સૂત્ર, શ્રુ ૧, અ ૧, ઉ ૫

## ત્રસ જીવો

(૧૭૮)

હું કહું છું કે–ત્રસ જીવોના નીચે પ્રમાણે આઠ ભેદ છે —

૧ અંડજ–ઇંડાથી ઉત્પન્ન થતા પક્ષીઓ, સર્પ વગેરે.

૨ પોતજ–ચેલીથી ઉત્પન્ન થતા હાથી, કુગરુ વગેરે.

૩ જરાયુજ–ગાય, ભેંસ, મનુષ્ય વગેરે

૪. રસજ–વિકૃત રસમાં ઉત્પન્ન થતા નાના નાના કીડાઓ

૫. સ્વેદજ–પરસેવાથી ઉત્પન્ન થતા જૂ, માકડ વગેરે

૬ સંમૂર્છિમ–માતાપિતાના સંયોગ વિના સ્વત ઉત્પન્ન થતા પતંગિયા, માખી, કીડી, દેડકા વગેરે

૭ ઉદ્‌ભિજ–જમીન ફોડીને નીકળતા તીડ વગેરે અને

૮ ઔપપાતિક–ઉપપાત જન્મવાળા–દેવ તથા નારકી

આ પ્રાણી સમુદાય જ સંસાર છે હિતાહિતના વિચારથી શૂન્ય અને અજ્ઞાની પ્રાણીઓ પુનપુન તેમાં પરિભ્રમણ કર્યા કરે છે (૩૯)

(૧૭૯)

निज्झाइत्ता, पडिलेहित्ता, पत्तेयं परिनिव्वाणं सव्वेसिं पाणाणं, सव्वेसिं भूयाण, सव्वेसिं जीवाणं, सव्वेसिं सत्ताण, असायं अपरिनिव्वाण महब्भयं दुक्खं ॥४०॥

(१८०)

से बेमि, अप्पेगे अच्चाए हणंति, अप्पेगे अजिणाए वहति, अप्पेगे मंसाए वहंति, अप्पेगे सोणियाए वहति, एवं हिययाए, पित्ताए, वसाए, पिच्छाए, पुच्छाए, बालाए, सिंगाए, विसाणाए, दंताए, दाढाए, णहाए, णहारुणीए, अट्ठीए, अट्ठिमिंजाए, अट्ठाए, अणट्ठाए, अप्पेगे हिंसिसु मे त्ति वा वहंति, अप्पेगे हिंसंति मे त्ति वा वहति, अप्पेगे हिंसिस्संति मे त्ति वा वहंति ॥४१॥

(૧૭૯)

વિજ્ઞાનની સર્વવ્યાપક દૃષ્ટિથી હું કહું છું કે બે ઇન્દ્રિય વગેરે સર્વે પ્રાણીઓ, વનસ્પતિ વગેરે જીવો, પંચેન્દ્રિય વગેરે જીવો અને એકેન્દ્રિય વગેરે સત્ત્વો સુખનાં અભિલાષી છે, અસુખ તેમને જરા ય પ્રિય નથી અને દુઃખને તેઓ મહાભય રૂપ માને છે. (૪૦)

(૧૮૦)

એમ છતાં પણ કેટલાક અજ્ઞાની અને અંધશ્રદ્ધાળુ જીવો દેવ-દેવીઓની પૂજા માટે (ભોગ ચડાવવા), તથા વિદ્યામન્ત્રની સિદ્ધિ માટે ત્રસ જીવોને મારે છે. તો વળી કોઈ ચામડા માટે વાઘ વગેરેને, કોઈ માસ માટે સૂવર વગેરેને, કોઈ લોહી માટે, કોઈ હૃદય માટે, કોઈ પિત્ત માટે મોર વગેરેને, કોઈ ચરબી માટે મગરમચ્છ વગેરેને, કોઈ પીંછા માટે મોર વગેરેને, કોઈ પૂછડાં માટે રોઝ વગેરેને, કોઈ વાળ માટે ચમરી ગાય વગેરેને, કોઈ શિંગડાં માટે મૃગ વગેરેને, કોઈ અંધકાર વિનાશક દાંત વિશેષ માટે શૃગાલ વગેરેને, કોઈ દાંત માટે હાથી વગેરેને, કોઈ દાઢ માટે સૂવર વગેરેને, કોઈ નખ માટે વાઘ વગેરેને, કોઈ નસો માટે ગાય બળદ વગેરેને, કોઈ હાડકા માટે શંખ-સીપ વગેરેને, કોઈ હાડકાંની મિંજાઓ માટે ભેંસ, સૂવર વગેરેને, કોઈ પ્રયોજન સહિત તો કોઈ (મનોરંજન વગેરે માટે) નિષ્પ્રયોજન ત્રસ પ્રાણીઓને હણે છે કેટલાક 'એણે મને દુઃખ આપ્યુ હતું' એવું પૂર્વવૈર યાદ કરી હણે છે, કેટલાક 'આ મને મારે છે' એવા સંકલ્પથી તો કેટલાક 'ભવિષ્યમાં આ મને મારશે' એ ભ્રાન્તિથી હિંસા કરે છે. (૪૧)

(१८१)

एत्थ सत्थं समारभमाणस्स इच्चेते आरंभा अपरिण्णाया भवंति। एत्थ सत्थं असमारंभमाणस्स इच्चेते आरंभा परिण्णाया भवंति ॥४२॥

(१८२)

तं परिण्णाय, मेहावी णेव सयं तसकायसत्थं समारंभेज्जा, णेवऽण्णेहिं तसकायसत्थं समारभावेज्जा, णेवऽण्णे तसकायसत्थं समारंभंते समणुजाणेज्जा। जस्सेते तसकायसमारंभा परिण्णाया भवंति से हु मुणी परिण्णायकम्मे ॥४३॥

—आचाराङ्ग सूत्र, श्रु १, अ १, उ ६

(१८३)

## ધર્મની કસોટી—અહિંસા

ते सव्वे पावाउया, आदिकरा धम्माणं, णाणापन्ना, णाणाछंदा, णाणासीला, णाणादिट्ठी, णाणारुई, णाणारंभा, णाणाऽज्झवसाणसंजुत्ता, एगं महं मंडलिबंधं किच्चा सव्वे एगओ चिट्ठंति ॥ पुरिसे य सागणियाणं इंगालाणं पाइं बहुपडिपुण्णं अओमएणं संडासएणं गहाय, ते सव्वे पावाउए आइगरे धम्माणं णाणापन्ने जाव णाणाऽज्झवसाणसंजुत्ते एवं वयासी—

(૧૮૧)

ત્રસકાયની હિંસા કરનાર પુરુષને આરંભના જ્ઞાનપૂર્વક ત્યાગ ન હોવાથી તેને હિંસાજન્ય પાપ લાગ્યા કરે છે. પરંતુ હિંસાથી નિવૃત્ત થયેલ પુરુષ સૂક્ષ્મ કે સ્થૂળ શસ્ત્રને પ્રયોગ કરતો નથી. તે હિંસાના પરિણામને જાણી તેના વિવેકપૂર્વક ત્યાગ કરે છે, તેથી તેને હિંસાજન્ય પાપ લાગતું નથી. (૪૨)

(૧૮૨)

આ પ્રમાણે હિંસાના કાર્યને કર્મબંધનું કારણ જાણીને બુદ્ધિમાન સાધક સ્વયં ત્રસકાયની હિંસા કરે નહિ, અન્ય દ્વારા કરાવે નહિ અને કરનારને અનુમોદન પણ આપે નહિ. જે ત્રસકાયની હિંસાને 'જ્ઞ' પરિજ્ઞાથી અહિત કરનારી જાણી 'પ્રત્યાખ્યાન' પરિજ્ઞાથી જ્ઞાનપૂર્વક તેને સર્વથા છોડે છે તે જ સાચો મુનિ છે અને તે જ કર્મના રહસ્યને જાણનાર છે. (૪૩)

—આચારાગ સૂત્ર, શ્રુ. ૧, અ. ૧, ઉ. ૬.

(૧૮૩)

## ધર્મની કસોટી–અહિંસા

(ટીકા-ક્રિયાવાદી, અક્રિયાવાદી, અજ્ઞાનવાદી, વિનયવાદી વગેરે મતના પ્રવર્તકો, પ્રાવાદુકો કહેવાય છે. તેઓ અન્ય મતના પ્રવર્તકો હોય છે તેની કુલ સખ્યા ૩૬૩ બતાવી છે તેઓ અહિંસાને ધર્મનું પ્રધાન અગ માનતા નથી. તેમને સમજાવવા માટે શાસ્ત્રકાર નીચેનુ કલ્પિત દૃષ્ટાંત આપી અહિંસાની પ્રધાનતા સિદ્ધ કરે છે. શાસ્ત્રકાર કહે છે કે ધારો કે—)

જુદાજુદા પ્રકારની બુદ્ધિ, અભિપ્રાય, સ્વભાવ, દૃષ્ટિ, રુચિ, આરંભ અને નિશ્ચય રાખનારા એવા જુદાજુદા ધર્મના આદિ પ્રવર્તક પ્રાવાદુકો કોઈ એક સ્થાનમા ભેળા થઈ મંડળ બનાવી બેઠા હોય, ત્યા કોઈ સમદૃષ્ટિ પુરુષ અગ્નિના અંગારાથી ભરેલી કડાઈ લોઢાની સાણસીથી પકડીને લાવે અને તેમને કહે કે—

हंभो पावाउया! आइगरा धम्माण, णाणापन्ना जाव णाणाऽज्झवसाणसंजुत्ता! इमं ताव तुब्भे सागणियाणं इंगालाण पाइं बहुपडिपुन्नं गहाय, मुहुत्तय मुहुत्तग पाणिणा धरेह, णो बहुसंडासगं संसारियं कुज्जा, णो बहुअग्गिथंभणियं कुज्जा, णो बहु साहम्मियवेयावडियं कुज्जा, णो बहु परधम्मियवेयावडियं कुज्जा, उज्जुया णियागपडिवन्ना अमायं कुव्वमाणा पाणिं पसारेहि,

—इति वुच्चा, से पुरिसे तेसिं पावादुयाण तं सागणियाण इंगालाण पाइं बहुपडिपुन्नं अओमएणं संडासएण गहाय पाणिंसु णिसिरति। तए णं ते पावादुया आइगरा धम्माणं णाणापन्ना जाव णाणाऽज्झवसाणसंजुत्ता पाणिं पडिसाहरंति। तए णं से पुरिसे ते सव्वे पावाउए आदिगरे धम्माण जाव णाणाऽज्झवसाणसंजुत्ते एवं वयासी—

हंभो पावाउया! आइगरा धम्माण, णाणापन्ना जाव णाणाऽज्झवसाणसंजुत्ता! कम्हा णं तुब्भे पाणिं पडिसाहरह? पाणिं नो डहिज्जा दड्ढे किं भविस्सइ? दुक्खं दुक्खंति मन्नमाणा पडिसाहरह– एस तुला, एस पमाणे, एस समोसरणे।

तत्थ णं जे ते समणा माहणा एवमाइक्खंति जाव परूवेंति —सव्वे पाणा जाव सव्वे सत्ता हंतव्वा अज्जावेयव्वा, परितावेयव्वा, परिघेतव्वा, किलामेतव्वा, उद्दवेतव्वा, ते आगंतुछेयाए ते आगंतुभेयाए जाव ते आगंतुजाइजरामरणजोणिजम्मणसंसार-पुणब्भवगब्भवासभवपवंचकलकलीभागिणो भविस्संति।

હે જુદીજુદી બુદ્ધિ યાવત્ જુદાજુદા નિશ્ચયવાળા ધર્મના આદિ પ્રવર્તક પ્રાવાદુકો! તમે બધા આ બળતા અંગારાથી ભરેલી કઢાઈ થોડી વાર સુધી પોતપોતાના હાથમાં પકડી રાખો, સાણુસી વાપરશો નહિ, અગ્નિને ઓલવશો નહિ, અને સાધર્મિક કે અન્ય ધર્મવાળા કોઈને અન્યોન્ય મદદ પણ કરશો નહિ; પરંતુ તમે સર્વે સરળ અને મોક્ષારાધક બનીને માયા ન કરતાં તમારા હાથને પ્રસારો!

આમ કહીને તે માણસ બળતા અંગારાથી ભરેલી કઢાઈ લોઢાની સાણુસીથી પકડી દરેક પ્રાવાદુકોના હાથમાં મૂકવા ગયો ત્યારે તેઓ પોતપોતાના હાથ પાછા ખેંચવા લાગ્યા. એટલે તે માણસ સર્વે પ્રાવાદુકોને આ પ્રમાણે કહેવા લાગ્યો:—

હે જુદીજુદી બુદ્ધિ યાવત્ જુદાજુદા નિશ્ચયવાળા ધર્મના આદિ પ્રવર્તક પ્રાવાદુકો! તમે તમારા હાથ પાછા કેમ ખેંચી લો છો? હાથ ન દાઝે તે માટે? અને હાથ દાઝે તો શું થઈ જાય? દુ:ખ થાય એમ જ ને? અને દુ:ખ થાય તે માટે જ તમે તમારા હાથ પાછા ખેંચી લો છો ને? તો પછી તે વાત બીજાને માટે પણ એમ જ સમજો અને તેને બીજાને માટે પણ પ્રમાણ સમજો. સર્વને માટે ધર્મનો સમુચ્ચય જાણો. (જે ગજ અને માપથી તમારા સુખદુ:ખનો ખયાલ કરો છો તે જ ગજ અને માપ બીજાના સુખદુ:ખનો વિચાર કરવામાં વાપરો.)

માટે જે શ્રમણ માહન ધર્મની એવી પ્રરૂપણા કરે છે કે—સર્વે પ્રાણી, ભૂત, જીવ અને સત્ત્વને હણવા જોઈએ, બળાત્કારથી આજ્ઞા આપી તેમની પાસેથી કામ લેવું જોઈએ, તેમને પરિતાપ આપવો જોઈએ, તેમને બળાત્કારપૂર્વક દાસદાસી રૂપે રાખવાં જોઈએ, તેમને કલેશ આપવો જોઈએ અને ઉપદ્રવ કરવો જોઈએ, તેઓ ભવિષ્યમા છેદન-ભેદનને પામશે યાવત્ તેઓ જાતિ, જરા, મરણ, અનેક યોનિમાં પરિભ્રમણ, જન્મ, સંસારમાં વારંવાર ઉત્પત્તિ, ગર્ભવાસ વગેરે સાંસારિક ભવ-પ્રપંચમાં પડી મહાકષ્ટ ભોગવશે.

ते बहूणं दंडणाणं, बहूणं मुंडणाणं, तज्जणाणं, तालणाणं, अंदुबंधणाणं, जाव घोलणाणं, माइमरणाणं, पिइमरणाणं, भाइमरणाणं, भगिणीमरणाणं, भज्जापुत्तधूतसुण्हामरणाणं, दारिद्दाणं, दोहग्गाणं, अप्पियसंवासाणं, पियविप्पओगाणं, बहूणं दुक्खदोम्मणस्साणं आभागिणो भविस्संति; अणादियं च णं अणवयग्गं दीहमद्धं चाउरंतसंसारकंतारं भुज्जो भुज्जो अणुपरियट्टिस्संति, ते णो सिज्झिस्संति, णो बुज्झिस्संति जाव णो सव्वदुक्खाणं अंतं करिस्संति– एस तुला, एस पमाणे, एस समोसरणे, पत्तेयं तुला, पत्तेयं पमाणे, पत्तेयं समोसरणे ॥

तत्थ ण जे ते समणा माहणा एवमाइक्खंति जाव परूवेंति– सव्वे पाणा, सव्वे भूया, सव्वे जीवा, सव्वे सत्ता ण हंतव्वा, ण अज्जावेयव्वा, ण परिघेतव्वा, ण उद्दवेयव्वा, ते णो आगंतुछेयाए, ते णो आगंतुभेयाए, जाव जाइजरामरणजोणिजम्मणसंसार-पुणब्भवगब्भवासभवपवंचकलंकलीभागिणो भविस्संति ।

ते णो बहूणं दंडणाण जाव णो बहूणं मुंडणाणं जाव बहूण दुक्खदोम्मणस्साणं णो भागिणो भविस्संति । अणादिय च णं अणवयग्गं दीहमद्धं चाउरंत संसारकंतारं भुज्जो भुज्जो णो अणुपरियट्टिस्संति । ते सिज्झिस्संति जाव सव्वदुक्खाणं अंतं करिस्संति ॥४४॥

—सूयगडांग सूत्र, श्रु २, अ २, सू ४१.

વળી તેઓ અતિદંડ, મુંડન, તર્જન, તાડન, મર્દન યાવત્ મસળવા વગેરેનું દુઃખ ભોગવશે તેમજ માતાના મરણનું, પિતાના મરણનું, ભાઈના મરણનું, બહેનના મરણનું, સ્ત્રી, પુત્ર, પુત્રી તથા પુત્રવધૂના મરણનું દુ:ખ ભોગવશે, તેમજ દરિદ્રતા, દૌર્ભાગ્ય, અપ્રિયની પ્રાપ્તિ અને પ્રિયનો વિયોગ વગેરે ઘણા દુ:ખ અને દૌર્મનસ્ય ભોગવશે. તેઓ આદિ અંત રહિત દીર્ઘમધ્યવાળી ચતુર્ગતિક સંસાર-અટવિમા વારંવાર ભટકર્યા કરશે. તેઓ સિદ્ધિને પ્રાપ્ત કરી શકશે નહિ, બોધ પ્રાપ્ત કરી શકશે નહિ યાવત્ સર્વ દુ:ખનો અંત કરી શકશે નહિ આ વાત સર્વેને માટે સમાન છે, સર્વેને માટે પ્રમાણ છે, સર્વેને માટે સારભૂત છે અને દરેકને તે સરખી રીતે લાગુ પડે છે.

પરંતુ જે શ્રમણ માહન એવું કહે છે યાવત્ પ્રરૂપે છે કે—સર્વ પ્રાણી, ભૂત, જીવ અને સત્ત્વને હણવા નહિ બળાત્કારથી આજ્ઞા આપી તેમની પાસેથી કામ લેવું નહિ, તેમને બળાત્કારપૂર્વક દાસ દાસી રૂપે રાખવા નહિ, તેમને ઉપદ્રવ કરવો નહિ, તે સંતમહાત્માઓ ભવિષ્યમાં છેદન ભેદનનું કષ્ટ ભોગવશે નહિ યાવત્ જાતિ, જરા, મરણ, અનેક યોનિમા પરિભ્રમણ, જન્મ, સંસારમા વારંવાર ઉત્પત્તિ, ગર્ભવાસ વગેરે સાંસારિક ભવપ્રપંચમા પડી કષ્ટ ભોગવશે નહિ.

વળી તે શ્રમણ માહન અતિદંડ યાવત્ અતિમુંડનનું દુ:ખ ભોગવશે નહિ, યાવત્ ઘણા દુ:ખ તથા દૌર્મનસ્યના ભાગીદાર બનશે નહિ. તેઓ આદિ અંત રહિત દીર્ઘમધ્ય ચતુર્ગતિ સંસારરૂપ ઘોર અટવિમા વારંવાર ભટકશે નહિ તેઓ સિદ્ધિ પ્રાપ્ત કરશે યાવત્ સર્વ દુ:ખનો અંત કરશે. (૪૪)

—સૂયગડાંગ સૂત્ર, શ્રુ. ૨, અ. ૨, સૂ. ૪૧.

# સત્ય

(૧૮૪)

अप्पणट्ठा परट्ठा वा, कोहा वा जइ वा भया ।
हिंसग न मुस बूया, नो वि अन्न वयावए ॥१॥

—दशवैकालिक सूत्र ६/१२

(૧૮૫)

मुसावाओ य लोगम्मि, सव्वसाहूहि गरिहिओ ।
अविस्सासो य भूयाण, तम्हा मोस विवज्जए ॥२॥

—दशवैकालिक सूत्र ६/१३

(૧૮૬)

असच्चमोस सच्च च, अणवज्जमकक्कस ।
समुप्पेहमसदिद्ध गिर भासिज्ज पन्नव ॥३॥

—दशवैकालिक सूत्र ७/३

(૧૮૭)

वितह पि तहामुत्ति, ज गिर भासए नरो ।
तम्हा सो पुट्ठो पावेण, किं पुण जो मुस वए ? ॥४॥

—दशवैकालिक सूत्र ७/५

(૧૮૮)

तहेव फरुसा भासा, गुरुभूओवघाइणी ।
सच्चा वि सा न वत्तव्या, जओ पावस्स आगमो ॥५॥

—दशवैकालिक सूत्र ७/११

# સત્ય

(૧૮૪)

સંયમી પોતાના સ્વાર્થ માટે કે બીજાને માટે, ક્રોધથી કે ભયથી, પરને પીડા ઉત્પન્ન કરે તેવું હિંસાકારી અસત્ય બોલે નહિ અને બીજા પાસે બોલાવે નહિ. (૧)

—દશવૈકાલિક સૂત્ર ૬/૧૨

(૧૮૫)

આ લોકમાં મૃષાવાદને સર્વ સાધુપુરુષોએ નિંદ્યું છે. અસત્યવાદી પુરુષ સર્વે પ્રાણીઓનો અવિશ્વાસપાત્ર બને છે. માટે અસત્યનો સર્વથા ત્યાગ કરવો ઘટે. (૨)

—દશવૈકાલિક સૂત્ર ૬/૧૩

(૧૮૬)

બુદ્ધિવાન સંયમી વ્યવહાર ભાષા તથા સત્ય ભાષા પણ પાપ રહિત, અકર્કશ અને વળી સંદેહ રહિત હોય તેવી ભાષા વિચારીને બોલે (૩)

—દશવૈકાલિક સૂત્ર ૭/૩

(૧૮૭)

જે પુરુષ અજાણપણે અસત્ય હોવા છતાં પણ સત્ય લાગે તેવી ભાષા બોલે છે તે પણ પાપકર્મથી બંધાય છે, તો પછી જે જાણી જોઈને જૂઠું બોલે તેના પાપનું તો પૂછવું જ શું? (૪)

—દશવૈકાલિક સૂત્ર ૭/૫

(૧૮૮)

તેમજ બીજાની લાગણી દુભાય તેવી હિંસક અને કઠોર ભાષા સત્ય હોય તો પણ તે ન બોલે. કારણ કે તેવી વાણીથી પાપનું આગમન થાય છે. (૫)

—દશવૈકાલિક સૂત્ર ૭/૧૧

(१८९)

तहेव काणं काणे त्ति, पंडगं पंडगे त्ति वा ।
वाहियं वा वि रोगि त्ति, तेणं चोरे त्ति नो वए ॥६॥

—दशवैकालिक सूत्र ७/१२

(१९०)

तहेव सावज्जऽणुमोयणी गिरा,
ओहारिणी जा य परोवघायणी ।
से कोह लोह भय हास माणवो,
न हासमाणो वि गिरं वएज्जा ॥७॥

—दशवैकालिक सूत्र ७/५४

(१९१)

सुवक्कसुद्धिं समुपेहिया मुणी,
गिरं च दुट्ठं परिवज्जए सया ।
मियं अदुट्ठं अणुवीइ भासए,
सयाण मज्झे लहई पसंसणं ॥८॥

—दशवैकालिक सूत्र ७/५५

(१९२)

भासाए दोसे य गुणे य जाणिया,
तीसे य दुट्ठे परिवज्जए सया ।
छसु संजए सामणिए सया जए,
वएज्ज बुद्धे हियमाणुलोमियं ॥९॥

—दशवैकालिक सूत्र ७/५६

(૧૮૯)

કાણાને કાણો, નપુંસકને નપુંસક, રોગીને રોગી અને ચોરને ચોર કહેવામાં સત્ય હોવા છતાં પણ તેમ ન બોલે (૬)

—દશવૈકાલિક સૂત્ર ૭/૧૨

(૧૯૦)

તેમજ ક્રોધ, લોભ, ભય કે હાસ્યને વશ થઈને પણ પાપની અનુમતિ દેનાર, નિશ્ચયાત્મક કે બીજાને પીડાકારી ભાષાનો પ્રયોગ સંયમી પુરુષ ન કરે. તે હસીને વાત પણ ન કરે અર્થાત્ ઉપયુક્ત બની બોલે (૭)

—દશવૈકાલિક સૂત્ર ૭/૫૪

(૧૯૧)

વિચારવાન મુનિ વચનશુદ્ધિને બરાબર સમજી હમેશા દૂષિત વાણીથી દૂર રહે. આ વસ્તુનું વિવેકપૂર્વક ચિંતન કરીને જે પરિમિત અને અદૂષિત વચન પણ સમજીને અને વિચારીને બોલે છે તે સાધક સત્પુરુષોમાં પ્રશંસા પ્રાપ્ત કરી લે છે (૮)

—દશવૈકાલિક સૂત્ર ૭/૫૫

(૧૯૨)

ભાષાના ગુણ તથા દોષને જાણીને, દુષ્ટ ભાષાનો હમેશા પરિત્યાગ કરનાર, સમસ્ત પ્રાણીઓની રક્ષા કરનાર, શ્રમણ ભાવમાં સદા ઉપસ્થિત એવા જ્ઞાની સાધક સર્વને હિતકારી અને મધુર ભાષાનો પ્રયોગ કરે (૯)

—દશવૈકાલિક સૂત્ર ૭/૫૬

(१९३)

णो छायए णोऽविय लूसएज्जा,
माणं ण सेवेज्ज पगासणं च ।
ण याऽवि पन्ने परिहास कुज्जा,
ण याऽऽसियावाय वियागरेज्जा ॥१०॥

—सूय. श्रु. १, अ. १४, गा. १९

(१९४)

हासंऽपि णो संधति पावधम्मे,
ओए तहीयं फरुसं वियाणे ।
णो तुच्छए णो य विकंथइज्जा,
अणाइले या अकसाइ भिक्खु ॥११॥

—सूय श्रु. १, अ १४, गा. २१.

(१९५)

समालवेज्जा पडिपुन्नभासी,
निसामिया समियाअट्ठदंसी ।
आणाइ सुद्धं वयणं भिउंजे,
अभिसंधए पावविवेग भिक्खू ॥१२॥

—सूय. श्रु. १, अ १४, गा २४.

(૧૯૩)

પ્રશ્નનો ઉત્તર દેતાં સાધુ શાસ્ત્રના અર્થને છુપાવે નહિ, તેમજ અપસિદ્ધાંતથી શાસ્ત્રની વ્યાખ્યા ન કરે, તથા હું જ સર્વ શાસ્ત્રનો જ્ઞાતા છુ એવું માન ન કરે. હું વિદ્વાન છું, તપસ્વી છુ એવું પ્રકાશે નહિ બુદ્ધિવાન સાધુ શ્રોતાની હાંસી ન કરે કે કોઈને આશીર્વાદ ન દે. (૧૦)

—સૂય શ્રુ. ૧. અ. ૧૪, ગા. ૧૯.

(૧૯૪)

જેથી હાસ્ય પેદા થાય એવો કોઈ શબ્દ કે શરીરાદિ વ્યાપાર સાધુ ન કરે; તથા હસતાહસના પણ પાપમય ધર્મને ન કરે. રાગદ્વેષ રહિત સાધુ અન્યના ચિત્તને દુઃખી કરનાર હોય એવું સત્ય વચન પણ ન બોલે. સાધુ પૂજાસત્કાર પામી માન ન કરે તથા સ્વ પ્રશંસા ન કરે અને સદા લોભ આદિ કષાયોથી રહિત બનીને રહે (૧૧)

—સૂય. શ્રુ. ૧, અ. ૧૪, ગા ૨૧.

(૧૯૫)

જે અર્થ થોડા શબ્દોમાં ન કરી શકાય તેને સાધુ વિસ્તૃત શબ્દોમાં કરીને સમજાવે. ગુરુ પાસેથી પદાર્થને સાંભળીને તેને બરાબર સમજી આજ્ઞાથી શુદ્ધ વચન બોલે. સાધુ પાપનો વિવેક રાખી નિર્દોષ વચન બોલે. (૧૨)

—સૂય. શ્રુ. ૧, અ. ૧૪, ગા. ૨૪.

(१९६)

पुरिसा! सच्चमेव समभिजाणाहि, सच्चस्स आणाए से उवट्ठिए मेहावी मारं तरेइ, सहिओ धम्ममायाय सेयं समणुपस्सइ ॥१३॥

—आचारांग सूत्र, श्रु. १, अ ३, उ. ३.

(१९७)

बहुं च खलु पावकम्मं पगडं, सच्चम्मि धिइं कुव्वहा; एत्थोवरए मेहावी सव्वं पावं कम्मं झोसेइ ॥१४॥

—आचारांग सूत्र, श्रु १, अ ३, उ. २.

(૧૯૬)

હે પુરુષ! તું સત્યને ઓળખ અર્થાત્ તેની આરાધના કર સત્યની આજ્ઞામાં પ્રવર્તતા મેધાવી પુરુષો જન્મ-મરણ સ્વરૂપ સંસારને તરી જાય છે અને શ્રુત ચારિત્રરૂપ ધર્મનું યથાર્થ પાલન કરીને કલ્યાણ મેળવી લે છે. (૧૩)

નોંધ – સત્યનો અર્થ છે 'ઠોસ.' અર્થાત્ જે વસ્તુનું સાચુ સ્વરૂપ છે તદ્રૂપ હોવું વસ્તુના બાહ્ય ઔપાધિક રૂપને ન જોતા તેના સત્યસ્વરૂપને જોવું તે જ સત્ય છે. સાધકનું ધ્યેય બાહ્ય આકર્ષણ નહિ, પરતુ આત્માભિમુખ થવું તે છે જેમ કુશળ નટ દોરી ઉપર ચાલતા આજુબાજુ ન જોતા કેવળ પોતાનો રસ્તો નિર્વિઘ્ન પાર કરવા માટે પ્રવૃત્ત બને છે અને કાર્યદક્ષતા બતાવે છે, તે પ્રમાણે જે સાધકે સત્ય દૃષ્ટિને સાધ્ય બનાવેલ છે સત્યની તરફ જ જેનું લક્ષ છે તે અનેક ઈષ્ટ અને અનિષ્ટ નિમિત્તોમાથી પસાર થવા છતા પણ તે તરફ દૃષ્ટિ કરતો નથી અર્થાત્ તેના હૃદય ઉપર, ભય, રાગ, દ્વેષ વગેરેનો પ્રભાવ પડતો નથી અને તે ધીરેધીરે સસાર સમુદ્રને તરી જાય છે

—આચારાગ સૂત્ર, શ્રુ ૧, અ. ૩, ઉ ૩

(૧૯૭)

હે સાધક! તેં નિશ્ચયથી પૂર્વજીવનમા બહુ પાપ કર્યા છે એમ માનીને, કષ્ટ અને પ્રલોભનની ઉપેક્ષા કરીને સત્ય–સંયમમા ધૈર્ય ધારણ કર અર્થાત્ તેમા અડોલ રહે. સત્યમા લીન રહેલ બુદ્ધિવાન સાધક બધા પાપ કર્મોને દગ્ધ કરી દે છે (૧૪)

—આચારાગ સૂત્ર, શ્રુ ૧, અ ૩, ઉ ૨.

(१९८)

सच्चवयणं—

सुद्धं, सुचियं, सिवं, सुजाय, सुभासियं,
सुव्वयं, सुकहियं, सुदिट्ठं, सुपतिट्ठियं ।

तं सच्चं, उज्जुयं, अकुडिल, भूयत्थं, अत्थतो विसुद्धं, उज्जोयकरं ।

पच्चक्खं दयियवयं च जं, तं अच्छेरकारक अवत्थंतरेसु बहुएसु माणुसाणं,—

सच्चेण महासमुद्दमज्झे वि चिट्ठंति, न निमज्जंति ।

मूढाणिया वि पोया, सच्चेण य उदगसंभमम्मि वि न बुज्झइ, न य मरंति, थाहं च ते लभंति ।

सच्चेण य,अगणिसंभमम्मि वि न डज्झंति, उज्जुगा मणूसा।

सच्चेण य, तत्ततेल्लतउलोहसीसकाइं छिवंति, धरेंति, न य डज्झंति ।

मणूसा पव्वयकडकाहिं मुच्चंते, न य मरंति।

सच्चेण य परिग्गहिया, असिपंजरगया समराओ वि णिइंति, अणहा य, सच्चवादी ।

वहबंधभियोगवेरघोरेहिं पमुच्चंति य, अमित्तमज्झाहिं निइंति, अणहा य, सच्चवादी ।

सादेव्वाणि य देवयाओ करेंति, सच्चवयणे रताणं ॥१५॥

—प्रश्नव्याकरण सूत्र, द्वितीय धर्मद्वार.

(૧૯૮)

સત્ય વચન—

નિર્દોષ છે, પવિત્ર છે, કલ્યાણસ્વરૂપ છે, સર્વના શુભની કામનાવાળું છે, સુભાષિત છે, સુવ્રત છે, સુકથિત છે, વીતરાગ દેવોએ જોયેલું અને સુપ્રતિષ્ઠિત (સપ્રમાણ) છે.

ઉપર્યુક્ત સત્ય સરળ માર્ગ છે, અકુટિલ (બાધા રહિત) છે, ભૂતાર્થ છે, પ્રયોજનથી વિશુદ્ધ છે, પ્રકાશ કરનાર છે.

અને સત્ય અન્ય ઘણી વિશેષ અવસ્થાઓમાં મનુષ્યો માટે દેવવત્ સાક્ષાત આશ્ચર્યકારક કાર્યોનું સાધક છે:—

સત્યના પ્રભાવથી મનુષ્યો મહાસમુદ્રમાં પણ સુરક્ષિત રહે છે, ડૂબતા નથી.

સત્યના પ્રભાવથી દિશા ભૂલેલાં વહાણો પાણીના વમળમાં ડૂબતાં નથી, તેના સંચાલકો મરતા નથી અને કિનારો મેળવે છે.

સત્યના પ્રભાવથી ધાર્મિક મનુષ્યો અગ્નિથી ઘેરાઈ જવા છતાં પણ દાઝતા નથી.

સત્યના પ્રભાવથી મનુષ્યો તપ્ત તેલ, કથીર, લોહ અને સીસાનો સ્પર્શ કરી શકે છે અથવા હથેળીમાં રાખી શકે છે, પરંતુ દાઝતા નથી.

સત્યના પ્રભાવથી માણસો પર્વતના શિખરથી પટકાવા છતા મરતા નથી.

સત્ય ઉપર વિશ્વાસ રાખનાર સત્યવાદી સમરાંગણમાં (શત્રુના) અસ્ત્રશસ્ત્રથી સપડાઈ જવા છતાં પણ તેમાંથી અક્ષત બહાર નીકળી જાય છે.

મારપીટ, બંધન, આક્રમણ અને ભયંકર શત્રુતાના પ્રસંગોમાંથી પણ સત્યવાદી અબાધિત છૂટીને નીકળી જાય છે.

સત્યમાં રમણ કરનારાઓની દેવગણ પણ સહાય કરે છે. (૧૫)

—પ્રશ્નવ્યાકરણ સૂત્ર, બીજું ધર્મદ્વાર.

# અસ્તેય

(૧૯૯)

तिव्वं तसे पाणिणो थावरे य,
जे हिंसति आयसुहं पडुच्च।
जे लूसए होइ अदत्तहारी,
ण सिक्खति सेयवियस्स किंचि ॥१॥

—सूयगडांग सूत्र, श्रु. १, अ ५, उ १, गा ४

(२००)

उड्ढं अहे य तिरियं दिसासु,
तसा य जे थावर जे य पाणा।
हत्थेहिं पाएहिं य संजमित्ता,
अदिन्नमन्नेसु य नो गहेज्जा ॥२॥

—सूयगडांग सूत्र, श्रु १, अ १०, गा २.

(२०१)

चित्तमंतमचित्तं वा, अप्पं वा जइ वा बहुं।
दंतसोहणमित्त पि, उग्गह से अजाइया ॥३॥

—दशवैकालिक सूत्र ६/१४

(२०२)

त अप्पणा न गिण्हंति, नो वि गिण्हावए परं।
अन्नं वा गिण्हमाण पि, नाऽणुजाणंति संजया ॥४॥

—दशवैकालिक सूत्र ६/१५

# અસ્તેય

(૧૯૯)

જે મનુષ્ય પોતાના સુખને માટે ત્રસ તથા સ્થાવર પ્રાણીઓની ક્રૂરતાપૂર્વક હિંસા કરે છે, તેમને અનેક રીતે કષ્ટ આપે છે, જે બીજાની વસ્તુઓની ચોરી કરે છે, જે વ્રતોનુ જરા પણુ સેવન કરતો નથી તે ભયંકર કષ્ટ ભોગવે છે. (૧)

—સૂયગડાંગ સૂત્ર, શ્રુ ૧ અ. ૫, ઉ ૧, ગા ૪

(૨૦૦)

ઊંચી નીચી અને તીરછી દિશામા જ્યાં ક્યાં ય પણુ ત્રસ કે સ્થાવર-પ્રાણી હોય તેને સંયમમા રહીને આપણા હાથ, પગ કે શરીરના અન્ય કોઈ અંગથી પીડા આપવી નહિ; અને બીજાની આપ્યા વિનાની વસ્તુ ની ચોરી કરીને લેવી જોઈએ નહિ (૨)

—સૂયગડાંગ સૂત્ર, શ્રુ ૧ અ ૧૦, ગા ૨.

(૨૦૧-૨૦૨)

સંયમી પુરુષો સજીવ વસ્તુ કે નિર્જીવ વસ્તુ, અલ્પ પ્રમાણુમાં કે બહુ પ્રમાણુમાં—અરે દાંત ખોતરવાની સળી પણુ માલિકને પૂછ્યા વિના લેતા નથી, બીજા પાસે લેવડાવતા નથી અને અદત્ત ગ્રહણ કરનારને અનુમોદન પણુ આપતા નથી (૩ ૪)

—દશવૈકાલિક સૂત્ર ૬/૧૪ ૧૫

(૨૦૩)

दंत सोहणमाइस्स, अदत्तस्स विवज्जणं।
अणवज्जेसणिज्जस्स, गिण्हणा अवि दुक्करं ॥५॥

—उत्तराध्ययन सूत्र १९/२७

(૨૦૪)

केइ परस्स दव्वं गवेसमाणा, गहिता य, हया य, बद्ध-रुद्धा य, तुरियं अतिधाडिया पुरवरं, समप्पिया चोरग्गहचार-भडचाडुकराण। तेहि य कप्पडप्पहारनिद्दयआरक्खियखर-फरुसवयणतज्जणगलुच्छल्लुत्थल्लणाहि विमणा चारगवसहिं पवेसिया निरयवसहिसरिसं।

तत्थ वि गोमियप्पहारदूमणनिब्भच्छणकडुयवयण-भेसणगभयाभिभूया, अक्खित्तनियसणा, मलिणदंडिखंडनिवसणा, उक्कोडालंचपासमग्गणपरायणेहिं—दुक्खसमुदीरणेहिं गोम्मिय-भडेहि, विविहेहि बंधणेहिं...बज्झंति ॥६॥

—प्रश्नव्याकरण सूत्र, तृतीय अधर्मद्वार

(૨૦૩)

દાંત કોતરવાની સળી જેવી તુચ્છ વસ્તુ પણ આપ્યા વિના ચોરીથી લઈ શકાય નહિ, અને નિર્દોષ અને એષણીય વસ્તુ મેળવવી તે પણ અતિ દુષ્કર છે. (૫)

—ઉત્તરાધ્યયન સૂત્ર, ૧૯/૨૭

(૨૦૪)

(હવે શાસ્ત્રકાર ચોરીના ભયાનક ફળનું વર્ણન કરે છે.)

કેટલાક પારકા દ્રવ્યની ચોરી કરતાં રાજપુરુષો દ્વારા પકડાય છે, પિટાય છે, બંધાય છે, અટકમાં રખાય છે, જલદી નગરમાં ફેરવાય છે અને ચોરને પકડનાર ગુપ્તચર સિપાહી–ચાટુકારને સોંપવામાં આવે છે. તે ચોરોને કોરડાનો પ્રહાર કરે છે, નિર્દય કોટવાળ કઠોર વચનથી તેની તર્જના કરે છે, તેનું ગળું પકડીને ધકેલીને વિવશ બનાવી કેદખાનામાં દાખલ કરે છે, જે કેદખાનું નરકાવાસ સમાન હોય છે.

અને ત્યાં પણ કોટવાળના પ્રહારો, અગ્નિના ડામ, નિર્ભર્ત્સના, કડવાં વચન અને ભયજનક ધમકી વગેરેથી તે અભિભૂત થાય છે, તેનાં કપડાં ખેંચી લેવામાં આવે છે અને મલિન અને ફાટેલાં કકડેકકડે સાંધેલાં કપડાં પહેરાવવામાં આવે છે, અને લાંચિયા દુઃખ દેનાર કારાગાર-પાલક (જેલર) તેને વિવિધ બંધનોથી બાંધે છે. (૬)

—પ્રશ્નવ્યાકરણ સૂત્ર, ત્રીજું અધર્મ દ્વાર.

(२०८)

पुणो परलोगसमावन्ना, नरए गच्छंति निरभिरामे अंगार-पलित्तकप्पअच्चत्थसीतवेदणअस्साउदिन्नसयतदुक्खसयसमभि-दुते। ततो वि उव्वट्टिया समाणा, पुणो वि पवज्जंति तिरियजोणिं। तहिं पि निरयोवम अणुहवंति वेयणं।

ते अणंत कालेण, जति नाम कहिं वि मणुयभावं लभति, णेगेहिं णिरयगतिगमणतिरियभवसयसहस्सपरियट्टेहिं, तत्थ वि य भवंतऽणारिया, नीचकुलसमुप्पण्णा, आरियजणे वि लोगवज्झा– तिरिक्खभूता य, अकुसला, कामभोगतिसिया, जहिं निबंधंति निरयवत्तणिभवप्पवंचकरणपणोल्लिं।

पुणो वि, संसाराऽऽवत्तणेममूले, धम्मसुतिविवज्जिया, अणज्जा, कूरा, मिच्छत्तसुतिपवन्ना य होंतिः एगंतदंडरुइणो वेढेंता कोसिकारकीडो व्व अप्पग अट्ठकम्मतंतुघणबंधणेणं ॥७॥

—प्रश्नव्याकरण सूत्र, तृतीय अधर्मद्वार

(૨૦૫)

(હવે શાસ્ત્રકાર પરધન હરનારની દુર્ગતિનું વર્ણન કરે છે.)

અને એ ચોરી કરનારા મરીને ભયંકર નરકમાં ઉત્પન્ન થાય છે કે જે સુંદરતાથી હીન છે. ત્યાં બળતા અંગારાની ઉષ્ણ વેદના તથા અત્યંત શીત વેદના વગેરે સેંકડો ભયંકર દુઃખો અસાતા વેદનીય કર્મના ઉદયથી સહન કરવાં પડે છે, અને એવા ભયંકર નરકમાંથી નીકળ્યા પછી પણ તિર્યંચ યોનિમાં ઉપજે છે અને ત્યાં પણ નરકના જેવી વેદનાનો અનુભવ કરે છે.

એવી રીતે તે ચોરી કરનારા નરક અને તિર્યંચના લાખો ભવ ભ્રમણ કર્યા બાદ અનંતકાળ પશ્ચાત્ જો મનુષ્યભવ પ્રાપ્ત કરે છે તો ત્યાં પણ અનાર્ય દેશમાં અને નીચ કુળમાં ઉત્પન્ન થાય છે; અને જો આર્ય કુળમાં ઉત્પન્ન થાય તો પણ લોકબાહ્ય (જાતિ, કુળ વગેરેથી બહિષ્કૃત), પશુ તુલ્ય, ધર્માચરણમાં અકુશળ અને કામભોગને વિષે સર્વદા અતૃપ્ત એવા ઊપજે છે, અને ત્યાં પણ નરકના બંધ કરે છે અને ભવપ્રપંચે કરી અનેક જન્મ મરણ કરે છે અને સંસારના આવર્તન બાંધે છે.

તે ભવ ભ્રમણ કરતાં ધર્મશાસ્ત્રથી વિવર્જિત રહે છે અને અનાર્ય, ક્રૂર અને મિથ્યાશાસ્ત્રને અંગીકાર કરનાર બને છે. તેમનું જીવન એકાંત હિંસા-પરાયણ હોય છે, તેથી તેઓ રેશમના કીડાની પેઠે પોતાને આઠ કર્મોના ગહન બંધનોથી બાંધતા રહે છે. (૭)

—પ્રશ્નવ્યાકરણસૂત્ર, ૩જું અધર્મદ્વાર.

# બ્રહ્મચર્ય

(૨૦૬)

अबंभचरियं घोरं, पमायं दुरहिट्ठियं।
नाऽऽयरंति मुणी लोए, भेयाययणवज्जिणो ॥१॥

—दशवैकालिक सूत्र ६/१६

(२०७)

मूलमेयमहम्मस्स, महादोससमुस्सयं।
तम्हा मेहुणसंसग्गं, निग्गंथा वज्जयंति णं ॥२॥

—दशवैकालिक सूत्र ६/१७

(२०८)

जहा दवग्गी पउरिंधणे वणे,
समारुओ नोवसमं उवेइ।
एविंदियग्गी वि पगामभोइणो,
न बंभयारिस्स हियाय कस्सइ ॥३॥

—उत्तराध्ययन सूत्र ३२/११

(२०९)

जहा बिरालावसहस्स मूले,
न मूसगाणं वसही पसत्था।
एमेव इत्थीनिलयस्स मज्झे,
न बंभयारिस्स खमो निवासो ॥४॥

—उत्तराध्ययन सूत्र ३२/१३

# બ્રહ્મચર્ય

(૨૦૬)

સંયમનો ભંગ કરે તેવા સ્થાનથી દૂર રહેનાર મુનિજનો અસેવ્ય, પ્રમાદના કારણભૂત અને મહાભયકર એવા અબ્રહ્મચર્યનુ સેવન કરતા નથી. (૧)

—દશવૈકાલિક સૂત્ર ૬/૧૬

(૨૦૭)

કારણ આ બ્રહ્મચર્ય જ અધર્મનુ મૂળ છે અને મહાદોષોની ઉત્પત્તિનું સ્થાન છે, તેથી નિર્ગ્રંથ મુનિઓ મૈથુન સંસર્ગને ત્યાગી દે છે. (૨)

—દશવૈકાલિક સૂત્ર ૬/૧૭

(૨૦૮)

જેમ ઘણા કાષ્ટવાળા વનમા પવનના ઝાપટા સાથે ઉત્પન્ન થયેલ દાવાગ્નિ બુઝાતો નથી તે પ્રમાણે વિવિધ સ્વાદો આહાર કરનાર બ્રહ્મચારીનો ઇંદ્રિયરૂપી અગ્નિ શાત થતો નથી. (૩)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૧૧

(૨૦૯)

જેમ બિલાડીના સ્થાનની પાસે ઉંદરોનુ રહેવુ પ્રશસ્ત નથી, તે પ્રમાણે સ્ત્રીઓના સ્થાનની પાસે બ્રહ્મચારીઓનુ રહેવુ હિતકારી નથી. (૪)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૧૩

(२१०)

न रूवलावण्णविलासहासं,
न जंपियं इंगियपेहियं वा।
इत्थीण चित्तंसि निवेसइत्ता,
दट्ठुं ववस्से समणे तवस्सी ॥५॥

—उत्तराध्ययन सूत्र ३२/१४

(२११)

अदंसणं चेव अपत्थणं च, अचिंतणं चेव अकित्तणं च।
इत्थीजणस्साऽऽरियज्झाणजुग्गं, हियं सया बंभवए रयाणं ॥६॥

—उत्तराध्ययन सूत्र ३२/१५

(२१२)

कामं तु देवीहि विभूसियाहिं,
न चाइया खोभइउं तिगुत्ता।
तहा वि एगंतहियं ति नच्चा,
विवित्तवासो मुणिणं पसत्थो ॥७॥

—उत्तराध्ययन सूत्र ३२/१६

(२१३)

जहा कुक्कुडपोअस्स, निच्चं कुललओ भयं।
एवं खु बंभयारिस्स, इत्थीविग्गहओ भयं ॥८॥

—दशवैकालिक सूत्र ८/५४

(२१४)

चित्तभित्तिं न निज्झाए, नारिं वा सुअलंकियं।
भक्खरं पिव दट्ठूणं, दिट्ठिं पडिसमाहरे ॥९॥

—दशवैकालिक सूत्र ८/५५

(૨૧૦)

તપસ્વી શ્રમણે સ્ત્રીઓનાં રૂપ, લાવણ્ય, વિલાસ, હાસ્ય, મંજુલ ભાષણ, અંગમરોડ, કટાક્ષ વગેરે જોઈને તેનું મનમાં ચિંતન કરવું નહિ કે ઇરાદાપૂર્વક તે બધું જોવાનો વ્યવસાય પણ કરવો નહિ. (૫)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૧૪

(૨૧૧)

બ્રહ્મચર્ય વ્રતમાં રક્ત રહેલા અને ધ્યાનના અનુરાગી સાધકોએ સ્ત્રીઓનાં દર્શન, તેમની વાંચ્છા, તેમનું ચિંતન કે તેમનાં ગુણકિર્તન કરવાં નહિ, તેમાં જ તેમનું હિત રહેલું છે. (૬)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૧૫

(૨૧૨)

મન, વચન અને કાયા એ ત્રણેનો સંયમ રાખનાર સમર્થ મુનિને સુંદર વેષ-ભૂષાવાળી દેવાંગનાઓ પણ ચલાયમાન કરવા સમર્થ નથી, પરંતુ તેમને પણ એકાંતવાસ જ પરમ હિતકારી અને પ્રશસ્ત છે. (૭)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૧૬

(૨૧૩)

જેમ કૂકડીનાં બચ્ચાંને હમેશાં બિલાડીથી ભય રહ્યો હોય છે તે જ પ્રમાણે બ્રહ્મચારીને સ્ત્રી દેહથી ભય રહે છે (૮)

—દશવૈકાલિક સૂત્ર ૮/૫૪

(૨૧૪)

સાધુ પુરુષે અલંકૃત સ્ત્રી તરફ કે દીવાલ ઉપરના તેના ચિત્ર તરફ પણ નજર ન કરવી. કદાચ અકસ્માતથી દૃષ્ટિ પડી જાય તો પણ સૂર્ય તરફથી જેમ દૃષ્ટિ પાછી ખેંચી લે તેમ તેના ઉપરથી નજર ફેરવી લેવી. (૯)

—દશવૈકાલિક સૂત્ર ૮/૫૫

(२१५)

अंगपच्चंगसंठाणं, चारुल्लवियपेहिअं।
इत्थीण तं न निज्झाए, कामरागविवड्ढणं ॥१०॥

—दशवैकालिक सूत्र ८/५८

(२१६)

मोक्खाभिकंखिस्स उ माणवस्स,
संसारभीरुस्स ठियस्स धम्मे।
नेयारिसं दुत्तरमत्थि लोए,
जहित्थिओ बालमणोहराओ ॥११॥

—उत्तराध्ययन सूत्र ३२/१७

(२१७)

एए य संगे समइक्कमित्ता,
सुदुत्तरा चेव भवंति सेसा।
जहा महासागरमुत्तरित्ता,
नई भवे अवि गंगासमाणा ॥१२॥

—उत्तराध्ययन सूत्र ३२/१८

(२१८)

पणीयं भत्तपाणं तु, खिप्पं मयविवड्ढणं।
बम्भचेररओ भिक्खू, निच्चसो परिवज्जए ॥१३॥

—उत्तराध्ययन सूत्र १६/७

(૨૧૫)

સ્ત્રીઓના અંગ-ઉપાંગો, આકાર તેમજ તેમના મધુર વચનો તથા કટાક્ષો તરફ સાધુ પુરુષે ખ્યાલ ન કરવો, કારણ તે વસ્તુ કામ-રાગની વૃદ્ધિ કરનારી છે. (૧૦)

—દશવૈકાલિક સૂત્ર ૮/૫૮

(૨૧૬)

મોક્ષની આકાંક્ષાવાળા, સંસારભીરુ અને ધર્મમા સ્થિત થયેલા સમર્થ પુરુષને પણ અજ્ઞાની પુરુષનું મન હરણ કરનારી સ્ત્રીઓનો ત્યાગ જેટલો દુસ્તર છે તેવું આ સંસારમા બીજું કોઈ દુસ્તર કામ નથી. (૧૧)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૧૭

(૨૧૭)

જેમ મોટો સાગર તર્યા પછી ગગા જેવી મોટી નદી પણ તરવી સુગમ છે તે પ્રમાણે સ્ત્રીનો સંગ છોડયા પછી બીજો બધો ત્યાગ સહેલો છે. (૧૨)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૧૮

(૨૧૮)

હમેશા બ્રહ્મચર્યમાં રક્ત થયેલ ભિક્ષુ વિષયની મસ્તી વધારનારા રસવાળા ભોજનને શીઘ્ર ત્યજી દે. (૧૩)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૬/૭

(२१९)

विभूसं परिवज्जेज्जा, सरीरपरिमंडणं।
बम्भचेररओ भिक्खू, सिंगारत्थं न धारए॥१४॥

—उत्तराध्ययन सूत्र १६/९

(२२०)

सद्दे, रूवे य गंधे य, रसे, फासे, तहेव य।
पंचविहे कामगुणे, णिच्चसो परिवज्जए॥१५॥

—उत्तराध्ययन सूत्र १६/१०

(२२१)

*आलओ थीजणाइण्णो, थीकहा य मणोरमा।*
संथवो चेव नारीणं, तेसिं इंदियदरिसणं॥१६॥

(२२२)

कूइयं रुइयं गीयं, हासभुत्तासियाणि य।
पणीयं भत्तपाणं च, अइमायं पाणभोयणं॥१७॥

(२२३)

गत्तभूसणमिट्ठं च, कामभोगा य दुज्जया।
नरस्सऽत्तगवेसिस्स, विसं तालउडं जहा॥१८॥

—उत्तराध्ययन सूत्र १६/११-१२ ११

(૨૧૯)

બ્રહ્મચર્યને વિષે રક્ત થયેલા ભિક્ષુએ શરીરની વિભૂષા અને શરીરનો શણગાર છોડી દેવો. વસ્ત્રાદિ કોઈ પણ વસ્તુઓ શૃંગાર માટે ધારણ ન કરવી. (૧૪)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૬/૯

(૨૨૦)

બ્રહ્મચારી ભિક્ષુએ શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શ–એ પાંચ પ્રકારના કામ-ગુણોને સદા માટે છોડી દેવા જોઈએ. (૧૫)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૬/૧૦

(૨૨૧–૨૨–૨૩)

(૧) સ્ત્રીજનોવાળું સ્થાન, (૨) મન લોભાવે એવી સ્ત્રી-કથા, (૩) સ્ત્રીઓનો પરિચય, (૪) સ્ત્રીઓનાં અંગોપાંગ જોવાં—

(૫) સ્ત્રીઓના કોયલ જેવા શબ્દો, ગીત, રુદન, હાસ્ય વગેરે સાંભળવાં, (૬) પૂર્વ જીવનમાં સ્ત્રી સાથે ભોગવેલાં ભોગો તથા સ્થાનોને સંભાળવાં, (૭) સરસ ભોજન ખાવાં, (૮) મર્યાદા ઉપરાંત ભોજન ખાવાં—

(૯) કૃત્રિમ સૌંદર્ય વધારવા માટે શરીરની શોભા કરવી અને (૧૦) દુર્જય કામભોગો–આ દશે ય વસ્તુઓ આત્મ-શોધક જિજ્ઞાસુ માટે તાળપુટ ઝેર જેવી છે. (૧૬–૧૭–૧૮)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૬/૧૧-૧૨-૧૩

(૨૨૪)

दुज्जए कामभोगे य, णिच्चसो परिवज्जइ।
संकाठाणाणि सव्वाणि, वज्जेज्जा पणिहाणवं ॥१९॥

—उत्तराध्ययन सूत्र १६/१४

(૨૨૫)

देवदाणवगंधव्वा, जक्खरक्खसकिन्नरा।
बंभयारिं नमंसंति, दुक्करं जे करंति ते ॥२०॥

—उत्तराध्ययन सूत्र १६/१६

(૨૨૬)

इत्थीओ जे ण सेवंति, आइमोक्खा हु ते जणा।
ते जणा बंधणुम्मुका, नावकंखंति जीवियं ॥२१॥

—सूयगडांग सूत्र, श्रु. १, अ. १५, गा. ९.

(૨૨૭)

एस धम्मे धुवे णिच्चे, सासए जिणदेसिए।
सिद्धा सिज्झंति चाणेणं, सिज्झिस्संति तहाऽवरे ॥२२॥

—उत्तराध्ययन सूत्र १६/१७

(૨૨૪)

તપસ્વી ભિક્ષુએ હમેશા દુર્જય એવા કામભોગોને છોડીને બ્રહ્મ-ચર્યમાં ક્ષતિ થવાનો સંભવ રહે એવા બધા શંકાના સ્થાનો છોડી દેવા (૧૯)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૬/૧૪

(૨૨૫)

દેવો, દાનવો, ગાંધર્વ, યક્ષ, રાક્ષસ અને કિંનર જાતિના દેવો પણ જે દુષ્કર બ્રહ્મચર્યને પાળે છે તેવા પુરુષને નમસ્કાર કરે છે (૨૦)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૬/૧૬

(૨૨૬)

જે સ્ત્રીનુ સેવન કરતો નથી તે પુરુષ સૌથી પ્રથમ મોક્ષગામી હોય છે એવા બંધનથી મુક્ત તે પુરુષ અસંયમી જીવનની ઇચ્છા કરતો નથી (૨૧)

—સૂયગડાંગ સૂત્ર, શ્રુ ૧, અ ૧૫, ગા ૯

(૨૨૭)

આ બ્રહ્મચર્ય ધર્મ ધ્રુવ અને નિત્ય છે અને તે જિનેશ્વર ભગવાને ઉપદેશેલો છે. આ ધર્મનું પાલન કરી અનેક આત્માઓ સિદ્ધ થયા છે, સિદ્ધ થાય છે અને ભવિષ્યમા સિદ્ધ થશે. (૨૨)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૬/૧૭

# અપરિગ્રહ

(२२८)

लोहस्सेस अणुप्फासं, मन्ने अन्नयरामवि।
जे सिया सन्निहिकामे गिही पव्वइए न से ॥१॥

—दशवैकालिक सूत्र ६/१९

(२२९)

जीविय पुढो पिय इहमेगेसि माणवाणं खित्तवत्थुममायमाणाणं। आरत्तं-विरत्तं, मणिकुंडलं सह हिरण्णेण इत्थियाओ परिगिज्झ, तत्थेव रत्ता। 'ण इत्थ तवो वा, दमो वा, नियमो वा दिस्सइ' – संपुण्णं बाले जीविउकामे लालप्पमाणे मूढे विप्परियासमुवेइ॥२॥

—आचाराग सूत्र, श्रु १, अ २, उ ३

(२३०)

त परिगिज्झ, दुपय चउप्पय अभिजुंजियाणं, संसिंचियाणं, तिविहेण जा वि से तत्थ मत्ता भवइ–अप्पा वा बहुया वा, से तत्थ गड्ढिए चिट्ठइ भोयणाए॥३॥

—आचाराग सूत्र, श्रु १, अ २, उ ३

# અપરિગ્રહ

(૨૨૮)

સગ્રહ કરવો તે એક કે બીજી રીતે લોભનો જ અનુભવ છે તેથી હુ માનુ છુ કે કોઈ પણ સાધુ સંગ્રહની ઇચ્છાવાળો છે તે સાધુ નથી પણ ગૃહસ્થ જ છે (૧)

– દશવૈકાલિક સૂત્ર ૬/૧૯

(૨૨૯)

ક્ષેત્ર અને પદાર્થોમા મમત્વવાળા દરેક જીવને અસયમી જીવન અતિ પ્રિય છે તેવા અજ્ઞાની જીવો સુદર રગીન વસ્ત્રો, મણિજડિત કુડળ વગેરે આભૂષણો, સુવર્ણ તથા સ્ત્રી વગેરેને પ્રાપ્ત કરી તેમા જ આસક્ત બની રહે છે એવા અસયમી જીવનની કામનાવાળા સપૂર્ણ અજ્ઞાની અને મૂઢ બનેલા જીવો ભોગોની લાલસાથી વિપર્યાસ પામીને (મોક્ષમાર્ગથી વિપરીત દષ્ટિવાળા બનીને) એવુ બકે છે કે આ સસારમા તપ, ઇન્દ્રિયદમન કે નિયમ વગેરેનુ કોઈ ફળ દેખાતુ નથી (૨)

(२३१)

तओ से एगया विविह परिसिट्ठं संभूयं महोवगरणं भवइ। तं पि से एगया दायाया वा विभयंति, अदत्तहारो वा से अवहरंति, रायाणो वा से विलुंपंति, णस्सइ वा से, विणस्सइ वा से, अगारदाहेण वा से डज्झइ॥४॥

—आचारांग सूत्र, श्रु १, अ २, उ ३

(२३२)

उवाइयसेसेण वा संनिहिसंनिचयो किज्जइ, इहमेगेसिं असंजयाण भोयणाए तओ से एगया रोगसमुप्पाया समुप्पज्जंति ॥५॥

(२३३)

जेहिं वा सद्धिं संवसइ ते वा णं एगया नियगा तं पुव्विं परिहरंति, सो वा ते नियगे पच्छा परिहरेज्जा। नाऽलं ते तव ताणाए वा सरणाए वा, तुमं पि तेसिं नाऽलं ताणाए वा सरणाए वा॥६॥

—आचारांग सूत्र श्रु १, अ २, उ १

(२३४)

विडमुब्भेइमं लोणं, तेल्लं सप्पिं च फाणियं।
न ते सन्निहिमिच्छंति, नायपुत्तवओरया॥७॥

—दशवैकालिक सूत्र ६/१८

(૨૩૧)

આ પ્રમાણે ધ્યેય શૂન્ય પ્રવૃત્તિથી કદાચ તેની પાસે ઉપભોગ કર્યા પછી પણ બાકી રહેલી સંપત્તિ અત્યાધિક પ્રમાણમા એકઠી થઈ જાય છે તો પણ અતે તે સંપત્તિ ભાયાતો વહેંચી લે છે, કે ચોર ચોરી જાય છે, કે રાજા લૂટી લે છે અથવા વ્યાપારમાં નુકસાન થતાં નષ્ટ થઈ જાય છે અથવા ઘરમા આગ લાગવાથી બળી જાય છે (૪)

—આચારાગ સૂત્ર, શ્રુ. ૧, અ ૨, ઉ ૩.

(૨૩૨)

પરિગ્રહની ભાવનાવાળા કેટલાક અસંયમી પુરુષો પોતાનો ધન-સંગ્રહ ભવિષ્યમા કામ લાગશે એવુ ધારીને પોતાના ઉપભોગ પછી બચેલુ કે કૃપણતાથી ઉપભોગ કર્યા વિના બચાવેલુ ધન સંગૃહીત કર્યે જાય છે. પરતુ સંયોગવશ કાળાતરે તેના શરીરમા રોગ ઉત્પન્ન થઈ જાય છે. (૫)

(૨૩૩)

રોગાદિ ઉત્પન્ન થતા જેની સાથે તે વસે છે (અને જેને માટે તે ધન ભેળુ કરે છે) તે કુટુબીજનો તેને છોડી દે છે અથવા તે રોગી સ્વસ્થ થતા કુટુબીજનોને તજી દે છે આવુ જાણી, ધન અને આત્મીય જનો કોઈ પણ તારી રક્ષા કરવા કે તને શરણ આપવા સમર્થ નથી અને તુ પણ તે આત્મીય જનોની રક્ષા કરવા કે તેને શરણ આપવા સમર્થ નથી, તેનુ પુન પુન ચિંતન કર. (૬)

—આચારાગ સૂત્ર, શ્રુ ૧, અ ૨, ઉ. ૧.

(૨૩૪)

જે જ્ઞાતપુત્ર(ભગવાન મહાવીર)ના વચનમા રક્ત રહેલા છે તે બાલ્યપણ અને ઉદ્ભેદ્ય વગેરે મીઠુ, તેલ, ઘી, ગોળ વગેરે કોઈ પણ ખાદ્ય વસ્તુનો સંચય કરવાની ઇચ્છા કરતા નથી (૭)

—દશવૈકાલિક સૂત્ર ૬/૧૮

(૨૩૫)

जं पि वत्थं च पाय वा, कंबलं पायपुछणं।
तं पि संजमलज्जट्ठा, धारेंति परिहरंति य ॥८॥

—दशवैकालिक सूत्र ६/२०

(२३६)

सव्वत्थुवहिणा बुद्धा, संरक्खण-परिग्गहे।
अवि अप्पणोऽवि देहम्मि, नाऽऽयरंति ममाइय ॥९॥

—दशवैकालिक सूत्र ६/२२

(२३७)

न सो परिग्गहो वुत्तो, नायपुत्तेण ताइणा।
मुच्छा परिग्गहो वुत्तो, इइ वुत्तं महेसिणा॥१०॥

—दशवैकालिक सूत्र ६/२१

(२३८)

से सुपडिबद्धं सूवणीय ति नच्चा, पुरिसा! परमचक्खू विपरक्कमा। एएसु चेव बभचेर ॥११॥

—आचारांग सूत्र, श्रु १, अ ५, उ २.

(૨૩૫)

પરિગ્રહ વિરક્ત સંયમી પુરુષ જે કાંઈ વસ્ત્ર, પાત્ર, કંબલ, પાદપુંછન, રજોહરણ ઇત્યાદિ સંયમના ઉપકરણો રાખે છે તે કેવળ સંયમના નિર્વાહ અર્થે જ હોય છે. (૮)

—દશવૈકાલિક સૂત્ર ૬/૨૦

(૨૩૬)

જ્ઞાની પુરુષ સંયમના ઉપકરણોનું સંરક્ષણ કરવામાં કે તેને રાખવામાં મમત્વભાવ આચરતા નથી. એટલું જ નહિ પરંતુ પોતાના શરીર ઉપર પણ તેઓ મમત્વ રાખતા નથી (૯)

—દશવૈકાલિક સૂત્ર ૬/૨૨

(૨૩૭)

જગતના જીવોના રક્ષક જ્ઞાતપુત્ર ભગવાન મહાવીરે વસ્ત્રાદિ સંયમનિર્વાહના સાધનોને પરિગ્રહ કહ્યો નથી, પરંતુ કોઈ પણ પદાર્થ ઉપર મૂર્ચ્છા (આસક્તિ) હોય તેને જ પરિગ્રહ કહ્યો છે. (૧૦)

—દશવૈકાલિક સૂત્ર ૬/૨૧

(૨૩૮)

આવા પરિગ્રહથી દૂર રહેનાર ત્યાગી પુરુષ સાચા સાધક છે એમ નિશ્ચયથી જાણીને, અહો સાધકો' તમે દિવ્ય દૃષ્ટિવંત બનો અને વીરના માર્ગમાં—સંયમમાં—પરાક્રમ કરો. કારણ કે અપરિગ્રહી અને દિવ્ય દૃષ્ટિવાળા સાધકને જ બ્રહ્મ—આત્મ—પ્રાપ્તિ થઈ શકે છે. (૧૧)

—આચારાંગ સૂત્ર, શ્રુ ૧, અ ૫, ઉ ૨.

# રાત્રિ-ભોજન-ત્યાગ

(२३९)

अग्गं वणिएहिं आहियं, धारेंति राइणिया इह।
एवं परमा महव्वया, अक्खाया उ सराइभोयणा॥१॥

—सूयगडांग सूत्र, श्रु १, अ २, उ ३, गा ३

(२४०)

अत्थंगयम्मि आइच्चे, पुरत्था य अणुग्गए।
आहारमाइयं सव्वं, मणसा वि न पत्थए॥२॥

—दशवैकालिक सूत्र ८/२८

(२४१)

संतिमे सुहुमा पाणा, तसा अदुव थावरा।
जाइं राओ अपासंतो, कहमेसणियं चरे॥३॥

—दशवैकालिक सूत्र ६/२४

(२४२)

उदउल्लं बीयसंसत्तं, पाणा निवडिया महिं।
दिया ताइं विवज्जेज्जा, राओ तत्थ कहं चरे?॥४॥

—दशवैकालिक सूत्र ६/२५

# રાત્રિ-ભોજન-ત્યાગ

(૨૩૯)

દૂર દેશાવરથી વેપારીઓએ આણેલા રત્નો રાજાઓ જ ધારણ કરી શકે છે, તેમ રાત્રિ-ભોજન-ત્યાગ સાથેનાં મહાવ્રતો પણ કોઈ વીરલા જ ધારણ કરી શકે છે. (૧)

—સૂયગડાંગ સૂત્ર, શ્રુ. ૧, અ. ૨, ઉ ૩, ગા. ૩

(૨૪૦)

સંયમી પુરુષ સૂર્યાસ્ત થયા પછી અને સૂર્ય ઊગતા પહેલા કોઈ પણ પ્રકારનાં આહાર પાણીની મનથી ઇચ્છા પણ ન કરે. (૨)

—દશવૈકાલિક સૂત્ર ૮/૨૮

(૨૪૧)

ધરતીને વિષે એવા ત્રસ (હાલતા-ચાલતા) અને સ્થાવર સૂક્ષ્મ પ્રાણીઓ હોય છે, કે જે રાત્રિને વિષે જોઈ શકાતા નથી, તો રાત્રિ ભોજન કેવી રીતે લઈ શકાય? (૩)

—દશવૈકાલિક સૂત્ર ૬/૨૪

(૨૪૨)

વળી પૃથ્વી ઉપર પાણી પડેલુ હોય કે ક્યાંય બીજ વેરાયા હોય તેમજ બીજા કીડી કંથવા વગેરે ઘણા પ્રાણીઓ હોય છે તેમને દિવસે તો જોઈ શકાય પણ રાત્રે જોઈ ન શકવાથી તેમને બચાવીને ભોજન લેવા માટે કેમ જઈ શકાય? (૪)

—દશવૈકાલિક સૂત્ર ૬/૨૫

(૨૪૩)

एयं च दोसं दट्ठूणं, नायपुत्तेण भासियं।
सव्वाहारं न भुंजंति, निग्गंथा राइभोयणं ॥५॥

—दशवैकालिक सूत्र ६/२६

(૨૪૪)

चउव्विहे वि आहारे, राईभोयणवज्जणा।
संनिहिसंचओ चेव, वज्जेयव्वो सुदुक्करं ॥६॥

—उत्तराध्ययन सूत्र १९/३०

(૨૪૫)

पाणिवह मुसावाया, अदत्त-मेहुण-परिग्गहा विरओ।
राईभोयणविरओ, जीवो भवइ अणासवो ॥७॥

—उत्तराध्ययन सूत्र ३०/२

# સમાધિ-મરણ

'घोरा मुहुत्ता अबलं सरीरं'–ભગવાન મહાવીરના આ વિરાટ સ્વરથી સમસ્ત વિશ્વને એક ભેદકમય સૂચના મળે છે કે તમારા જીવનમા એક મોટી ભયકર ક્ષણ આવવાની છે

જીવનમા કેટલીક ભયાનક ક્ષણો સમુદ્રના તરંગોની પેઠે આવીને ચાલી જાય છે, પરંતુ વિશ્વ તેના ઉપરથી સાફ તરતું ચાલ્યુ જાય છે પણ જ્યારે મૃત્યુનો ભયકર નાદ સ્પષ્ટ સભળાવા લાગે છે ત્યારે હિમાલય જેવુ ગગન, સુરોગ અને નક્કર જીવન પણ થરથરી ઊઠે છે અને ચારે તરફ ઊભેલા માનવસમૂહ તરફ ભયભીત આંખો ફેરવીને અસહ્ય વેદના સાથે સ્તબ્ધ અને સ્થિર બની જાય છે.

જ્યારે અતિમ શ્વાસોચ્છ્વાસ, નિરાધાર તડફડતા જીવનથી વિપુલ વેદના સાથે વિદાય લે છે તે સમયનુ દૃશ્ય કેટલુ કરુણાજનક છે' આ અતિમ ક્ષણ વૈષ્ણવ સપ્રદાયના યમરાજ છે કે જે હજારહજાર પ્રલયકર હાથોની તીવ્ર ગતિથી સસારને સર્વતોમુખી સ્પર્શી જીવન વસતને પાનખરમા પલટાવી દે છે

વિલાસી દેવ દેવીઓનો સસાર પણ તેના હાથનો સ્પર્શ પ્રાપ્ત કરી ગ્લાન મ્લાન બની જાય છે, આંખોથી આંસુની ધારા વહાવે છે તેમની આશાઓનો ઉલ્લાસ, તેમનો મનોવિલાસ તે સમયે કોણ જાણે વિશ્વના કયા ખૂણામા છુપાઈ ગયો હોય છે' સુન્દર અભિનય બધ પડી જાય છે, તાલસ્વરોનો ધ્વનિ મદ પડી જાય છે, સુંદર ગીત ગાનાર કંઠ પણ ગળગળો બની જાય છે, હાહાકારના ચીત્કારથી સોનેરી દિવ્ય ભવનોની અટારીઓ તૂટી પડતી હોય એવુ દેખાવા લાગે છે હા હન્ત! કેટલું કરુણાપાત્ર દૃશ્ય'

માનવ-જગત પણ જ્યારે અંતિમ શ્વાસોના ઝપાટામાં આવી જાય છે ત્યારે તેની પણ તે જ પરિસ્થિતિ થાય છે. ઝૂંપડીના એક ખૂણામાં જીવન વિતાવનાર અજ્ઞાત દીન જીવનની તો વાત જ શું કરવી? પરંતુ ષટ્ખંડાધિપતિ સમ્રાટ પણ તેની આહટ સાંભળીને દીન અને કાતર બની જાય છે. સમ્રાટનો સમસ્ત વૈભવ-શૃંગાર તેની દૃષ્ટિ સન્મુખ જ અસ્તાચળ ઉપર લટકતા સૂર્યની દિવ્ય જ્યોતિની પેઠે સમેટાઈ જઈ ઓઝલ બની જાય છે.

ત્યારે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જ્યારે મૃત્યુ–જીવનની અંતિમ ક્ષણ–આવી ભયાનક છે કે જે જીવન-વસંતને પાનખરની ગરગાદીમાં પલટી નાખે છે તો પછી "સમાધિ" સાથે તેનો શો સંબંધ છે? 'સમાધિ'નો અર્થ થાય છે—'ચિત્તની પૂર્ણ શાંતિ'. જ્યાં મૃત્યુનો નાદ સંભળાતો હોય ત્યાં ચિત્ત-શાંતિ કેવી રીતે? અને જ્યાં ચિત્ત-શાંતિ છે ત્યાં મૃત્યુ શબ્દ-જન્ય ભય કેવી રીતે? એ વિડંબના શા માટે? કાતરતા–દીનતા શા માટે? જેમ પ્રકાશ અને અંધકાર–ઉભયનું એક જ સ્થાન ઉપર દર્શન થવું અસંભવિત છે તેવી જ રીતે સમાધિ અને મરણનો એક સ્થાન ઉપર અનુભવ થવો અસંભવ છે. તો પછી સમાધિનો મૃત્યુ સાથે કેવી રીતે સંબંધ જોડવો? કારણ ઉભય પરસ્પર વિરોધી તત્ત્વો છે.

જેમ રાસાયણિક પદાર્થોના સંપર્કથી ઝેરીલા પદાર્થોમાં ઘાતકતાની અપેક્ષાએ સંજીવનતાનો પ્રાદુર્ભાવ થાય છે, તેવી જ રીતે સમાધિના સંપર્કથી જીવનના ઘાતક દોષો—મૃત્યુનો ભય, શોક, ક્લેશ, મોહ, વાસના વગેરેનો નાશ થવાથી અનંત અવ્યાબાધ જીવનનો પ્રાદુર્ભાવ થાય છે. તેથી ભગવાન મહાવીરે "ઘોરા મુહુત્તા..."થી સંસારને સૂચના આપતાં એવી ઘોષણા કરી છે કે તમારે ડરવાનું કાંઈ કારણ નથી. તેનો ઉપાય–તેની ચિકિત્સા તમારી પાસે જ છે. તે ચિકિત્સા છે "સમાધિ". તીર્થંકરદેવ ભગવાન મહાવીરે ફરમાવ્યું છે કે સમાધિ એ જીવનનું લક્ષ

૩ પાદોપગમન મરણ—આમા ઉપરોક્ત ચારે ય આહારના ત્યાગ તો હોય છે જ. ઉપરાંત સંથારો કરીને વૃક્ષની પેઠે જે સ્થાને જેવી રીતે એક વાર સાધક સૂઈ જાય તે જ જગ્યાએ તેવી જ રીતે મરણ પર્યંત સૂઈ રહેવાનુ હોય છે આમા હાથ પગ વગેરેના હલન ચલનની છૂટ હોતી નથી. આ મરણ ઉપરના બે મરણોની અપેક્ષાએ અધિક પ્રયત્ન સાધ્ય છે અને તેથી પ્રબળતર સામર્થ્યની અપેક્ષા રહે છે. આ મરણમાં પૂર્વેનાં બે મરણોની વિધિ તો સર્વે કરવાની જ હોય છે શરીરમા તીવ્ર વેદના ઉત્પન્ન થાય, મૂર્છા આવી જાય, મારણાન્તિક કષ્ટ આવે, ભયંકરમા ભયંકર પરિસ્થિતિ ઉપસ્થિત થાય છતા પણ સાધક પોતાના સ્થાન અને આસનથી ચલાયમાન થાય નહિ અને પોતાના શુદ્ધ અધ્યવસાયોમા જરા પણ મલિનતા પેસવા દે નહિ.

આ પાદોપગમન મરણ સ્વીકારનાર સાધક અચ્છિન્નમૂલ વૃક્ષની પેઠે નિશ્ચેષ્ટ અને નિષ્ક્રિય બની સમાધિપૂર્વક જીવનનો અંત કરે છે. જો કોઈ બેઠાબેઠા આ વિધિ અંગીકાર કરે તો અંત સમય સુધી બેઠો જ રહે છે ઊભાઊભા અંગીકાર કરે તો અંત સુધી ઊભો જ રહે છે અને કોઈ આસનથી કરેલ હોય તો તે આસનથી અંત સુધી સ્થિત રહે છે. તેમા અવયવોનુ સૂક્ષ્મ સંચાલન પણ નિષિદ્ધ છે આ પાદોપગમનની વિધિ અત્યુત્તમ છે પરમ સામર્થ્યવાળો સાધક જ તેને સ્વીકારી શકે છે

આ પ્રમાણે ભક્તપરિજ્ઞા, ઇંગિત મરણ અને પાદોપગમન મરણ—એ ત્રણે પંડિત મરણોના સ્વરૂપ છે પોતાની શક્તિનો વિચાર કરી સાધકે તેમાના કોઈ પણ એક મરણનો સ્વીકાર કરવો. પંડિત મરણમા મુખ્ય વાત અદીનતા છે સમભાવપૂર્વક પરિષહો અને ઉપસર્ગોને સહન કરવા તે જ આ મરણોનો મુખ્ય આચાર છે. આ મરણો હિતકર, કલ્યાણકર અને મોક્ષ પ્રદાતા છે. વિધિપૂર્વક તેનુ અનુષ્ઠાન કરનાર સાધક સર્વ દુઃખોથી છૂટી સિદ્ધ બુદ્ધ અને મુક્ત બની પરિનિર્વાણને પામે છે

# સમાધિ-મરણ

(૨૪૬)

आणुपुव्वेण विमोहाइं, जाइं धीरा समासज्ज।
वसुमंतो, मइमंतो, सव्वं नच्चा अणेलिसं ॥१॥

(૨૪૭)

दुविहं पि विइत्ताणं, बुद्धा धम्मस्स पारगा।
अणुपुव्वीए संखाए, आरम्भाओ तिउट्टइ ॥२॥

(૨૪૮)

कसाए पयणू किच्चा, अप्पाहारे तितिक्खए।
अह भिक्खू गिलाइज्जा, आहारस्सेव अंतियं ॥३॥

(૨૪૯)

जीवियं नाभिकंखेज्जा, मरणं नो वि पत्थए।
दुहओऽवि न सज्जेज्जा, जीविए मरणे तहा ॥४॥

(૨૫૦)

मज्झत्थो निज्जरापेही, समाहिमणुपालए।
अंतो बहिं विउस्सिज्ज, अज्झत्थं सुद्धमेसए ॥५॥

—आचारांग सूत्र, श्रु १, अ ८ उ ८, गा १ २ ३ ४ ५.

# સમાધિ-મરણ

(૨૪૬)

સંયમી, બુદ્ધિવાન અને ધીર મુનિ અનુક્રમે સાધના કરતાંકરતા મૃત્યુ-સમય પ્રાપ્ત થયે યથાશક્તિ મોહને દૂર કરવાના સાધનરૂપ ત્રણ મરણોમાંથી ગમે તે એકને પ્રાપ્ત કરી સમાધિપૂર્વક દેહ-ત્યાગ કરે. (૧)

(૨૪૭)

ધર્મના પારગામી તત્ત્વજ્ઞ પુરુષ બાહ્ય અને આભ્યંતર એમ બન્ને પરિગ્રહોને જાણી, અનુક્રમે સંયમની ક્રિયાઓનું પાલન કરી, અંતિમ સમયે યથાયોગ્ય સંલેખનાને સ્વીકારી આરંભથી દૂર થાય છે અને કર્મોથી છૂટી જાય છે. (૨)

(૨૪૮)

તેવો સાધક કષાયોને પતલા કરી આહારની માત્રા ઘટાડે કોઈ કઠોર વચન કહે તો તે સહન કરે. આહાર વિના સાધક ગ્લાન બની જાય તો પણ આહારની ઇચ્છા ન કરે. પરંતુ અત્યંત કષ્ટને કારણે સમાધિમાં ભંગ થતો હોય તો સમાધિની રક્ષાને કારણે આહાર વગેરે લે. (૩)

(૨૪૯)

સંલેખનામાં સ્થિત સાધુ જીવનની ઇચ્છા ન કરે તેમજ શીઘ્ર મૃત્યુ આવે એમ પણ ન ઇચ્છે. જીવન અને મૃત્યુ એ બન્નેમાં આસક્ત ન રહે (૪)

(૨૫૦)

મધ્યસ્થ ભાવ રાખી કેવળ એકાંત નિર્જરાની અપેક્ષા રાખી મુનિ સમાધિનું પાલન કરે. આંતરિક કષાયો અને બાહ્ય ઉપકરણો વગેરેનો ત્યાગ કરી અંતઃકરણની શુદ્ધિ કરે. (૫)

—આચારાંગ સૂત્ર, શ્રુ. ૧, અ ૮, ઉ. ૮, ગા. ૧-૨ ૩-૪-૫.

(२५१)

जं किंचुवक्कमं जाणे, आउखेमम्समप्पणो।
तस्सेव अंतरद्धाए, खिप्पं सिक्खिज्ज पंडिए ॥६॥

(२५२)

गामे वा अदुवा रण्णे, थंडिलं पडिलेहिया।
अप्पपाणं तु विण्णाय, तणाइं संथरे मुणी ॥७॥

(२५३)

अणाहारो तुयट्टिज्जा, पुट्ठो तत्थऽहियासए।
नाइवेलं उवचरे, माणुस्सेहिं विपुट्ठए ॥८॥

—आचारांग सूत्र श्रु १, अ ८, उ ८ गा ६ ७ ८

(२५४)

गंथेहिं विवित्तेहिं, आउकालस्स पारए।
पग्गहियतरगं चेय, दवियस्स वियाणओ ॥९॥

(२५५)

(૨૫૧)

સંલેખનાના સમયમાં સમાધિમાં બાધા ઉત્પન્ન કરનાર કોઈ રોગાદિ ઉત્પન્ન થઈ જાય તો બુદ્ધિવાન મુનિ આગમીય-વિધિપૂર્વક રોગાદિની નિવૃત્તિના આવશ્યક ઉપાયો કરે છતાં પણ સંલેખનાનો ક્રમ ચાલુ રાખે. (૬)

(૨૫૨)

પોતાનો મૃત્યુકાળ સમીપ જાણીને મુનિ ગામમાં કે જંગલમાં ભૂમિનું પ્રતિલેખન કરીને તેને જીવ-જંતુ રહિત જાણીને ત્યાં સુકા ઘાસની શૈય્યા બિછાવે. (૭)

(૨૫૩)

આહારનો ત્યાગ કરી મુનિ તે શૈય્યા ઉપર શયન કરે. ત્યાં પરિષહ કે ઉપસર્ગ (સંકટો) ઉત્પન્ન થાય તો સમભાવપૂર્વક સહન કરે. મનુષ્ય સંબંધી ઉપસર્ગો થતા પોતાની મર્યાદાનું ઉલ્લંઘન ન કરે. (૮)

(२५६)

अभिक्कमे पडिक्कमे, संकुचए पसारए।
कायसाहारणट्ठाए, इत्थं वाऽवि अचेयणे ॥११॥

(२५७)

परिक्कमे परिकिलंते, अदुवा चिट्ठे अहायए।
ठाणेण परिकिलंते, निसीइज्जा य अंतसो ॥१२॥

—आचारांग सूत्र, श्रु १, अ ८ उ ८, गा १-१६

(२५८)

जओऽवज्जं समुप्पज्जे, न तत्थ अवलंबए।
तओ उक्कसे अप्पाणं, फासे तत्थऽहियासए ॥१३॥

(२५९)

अयं चाययतरे सिया, जो एवमणुपालए।
सव्वगायनिरोहेऽवि, ठाणाओ न विउब्भमे ॥१४॥

(२६०)

अयं से उत्तमे धम्मे, पुव्वट्ठाणस्स पग्गहे।
अचिरं पडिलेहित्ता, विहरे चिट्ठे माहणे ॥१५॥

—आचारांग सूत्र, श्रु १, अ ८, उ. ८, गा १८ १९ २०

(૨૫૬)

ઇંગિત મરણનુ આરાધન કરનાર સાધક નિયત કરેલી ભૂમિમા શરીરની સુવિધા માટે જવા આવવાની, હાથપગ ફેલાવવાની, સંકોચવા વગેરેની ક્રિયાઓ કરી શકે છે. પરતુ સાધકમા વિશેષ સામર્થ્ય હોય તો શરીરના તે વ્યાપારોને ન કરતા અચેતન પદાર્થની પેઠે એક આસને અડગ જ રહે. (૧૧)

(૨૫૭)

જો બેઠાબેઠા કે સૂતાસૂતા થાકી જાય તો સાધક સીમિત ક્ષેત્રમા હરીફરી શકે છે કે ઊભો રહી શકે છે કે ઊભા રહેતા થાક લાગે તો બેસી શકે છે અથવા શયન કરી શકે છે (૧૨)

—આચારાગ સૂત્ર, શ્રુ ૧, અ. ૮, ઉ ૮, ગા ૧૫૧૬

(૨૫૮)

જે કારણોથી પાપની ઉત્પત્તિ થાય એવા કાયનો આશ્રય ન લે, પરતુ તેને છોડતો જાય પરિષહ અને ઉપસર્ગ સમભાવથી સહન કરે (૧૩)

(૨૫૯)

હવે કહેવામા આવતુ પાદોપગમન રૂપ મરણ ભક્ત પરિજ્ઞા અને ઇંગિત મરણથી પણ વિશેષ મહત્ત્વવાળુ છે જે મુનિ તેનો સ્વીકાર છે તે શરીરમા તીવ્ર વેદના થવા છતા પણ પોતાના સ્થાનથી લેશ માત્ર હટે નહિ (૧૪)

(२६१)

अचित्तं तु समासज्ज, ठावए तत्थ अप्पगं।
वोसिरे सव्वसो कायं, न मे देहे परीसहा ॥१६॥

(२६२)

जावज्जीवं परीसहा, उवसग्गा इति संखाय।
संवुडे देहभेयाए, इइ पण्णेऽहियासए ॥१७॥

(२६३)

भेउरेसु न रज्जेज्जा, कामेसु बहुतरेसु वि।
इच्छालोभं न सेविज्जा, धुववण्णं संपेहिया ॥१८॥

(२६४)

सासएहिं निमंतिज्जा, दिव्वमायं न सद्दहे।
तं पडिबुज्झ माहणे, सव्वं नूमं विहूणिया ॥१९॥

(૨૬૧)

સાધક નિર્જીવ ભૂમિ પર અથવા ઘાસનું પાટિયું મળે તો તે પર પોતાને સ્થિત કરે. શરીરના મમત્વનો સર્વથા પરિત્યાગ કરે અને એવું વિચારે કે મારા શરીરને પરિષહ થતો જ નથી (૧૬)

(૨૬૨)

જ્યા સુધી જીવન છે ત્યા સુધી પરિષહ અને ઉપસર્ગો રહેવાના જ છે, એવું વિચારી પ્રજ્ઞાવાન સંયમી સાધુ શરીરથી ભિન્ન થવા માટે અર્થાત્ મૃત્યુ પર વિજય પ્રાપ્ત કરવા માટે તેને સમભાવપૂર્વક સહન કરે. (૧૭)

(૨૬૩)

વિપુલ કામભોગો વિનાશી છે તેથી તેમા આસક્ત ન બને તેમજ નિદાન (નિયાણું) પણ ન કરે, કિન્તુ એક માત્ર મોક્ષનું લક્ષ રાખીને જ આત્મદશામા લીન રહે (૧૮)

(૨૬૪)

અથવા કોઈ શાશ્વત (મરણ પર્યંત ચાલે એવા) ભોગ, વૈભવ કે સંપત્તિની લાલચ આપે અથવા કોઈ દેવ વિવિધ પ્રકારની ઋદ્ધિ માટે લોભાવે તો પણ તેને માયાજાળ સમજીને સાધક તેમા વિશ્વાસ ન કરે અને સમાધિમા સ્થિર રહે (૧૯)

(૨૬૫)

એ પ્રમાણે ઇન્દ્રિય વિષયોમા મૂર્છિત ન થતા તે મુનિ આયુષ્ય પૂર્ણ કરે તિતિક્ષા(સહનશીલતા)ને સર્વોત્કૃષ્ટ માની ઉપરોક્ત ત્રણમાના કોઈ પણ એક પંડિત મરણનું સેવન કરે તેને માટે તે મરણ ખરેખર કલ્યાણકારી છે (૨૦)

—આચારાંગ સૂત્ર, શ્રુ ૧, અ ૮, ઉ ૮,
ગા ૨૧ ૨૨ ૨૩ ૨૪ ૨૫

# વિષયાસક્તિનાં વિષ

(૨૬૬)

જે *વિષયો છે તે સંસાર છે,
જે સંસાર છે તે વિષયો છે. (૧)

—આચારાંગ સૂત્ર, શ્રુ ૧, અ ૧, ઉ ૫

(૨૬૭)

જેમ બગલી ઈંડામાંથી પેદા થાય છે અને ઈંડું બગલીમાંથી પેદા થાય છે, તે જ પ્રમાણે મોહનું ઉત્પત્તિસ્થાન તૃષ્ણા છે અને તૃષ્ણાનું ઉત્પત્તિસ્થાન મોહ છે (૨)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૬

(૨૬૮)

રાગ અને દ્વેષ એ કર્મના બીજ છે અને તેનું ઉત્પત્તિસ્થાન મોહ છે કર્મ જ જન્મ મરણનું મૂળ છે અને જન્મ મરણ જ દુઃખ છે (૩)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૭

---

*શબ્દાદિ વિષયોને ગુણ કહે છે અને સંસારને આવર્ત કહે છે શબ્દાદિ વિષયોમાં જીવની જે આસક્તિ છે તે જ સંસાર પરિભ્રમણનું કારણ છે.

—ભીખાલાલ ગિ શેઠ

(૨૬૯)

જેને મોહ નથી તેનું દુઃખ ગયું; જેને તૃષ્ણા નથી તેનો મોહ ગયો; જેને લોભ નથી તેની તૃષ્ણા ગઈ અને જેની પાસે પ્રલોભન કરાવનાર કોઈ વસ્તુનો સંગ્રહ નથી તેનો લોભ ગયો. (૪)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩/૨૮

(૨૭૦)

વિવિધ જાતના રસવાળા પદાર્થોનું અધિક સેવન ન કરવું, કારણ કે રસ પ્રાયઃ મનુષ્યમાં ઉત્તેજના પેદા કરે છે. જેમ સ્વાદુ ફળવાળાં વૃક્ષ તરફ પક્ષીઓ ધસી આવી પીડા ઉપજાવે છે તેમ દીપ્ત-ઉન્મત્ત બનેલા મનુષ્ય તરફ કામ વાસનાઓ દોડી આવે છે. (૫)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૧૦

(૨૭૧)

સ્વર્ગાદિ સમસ્ત લોકમાં જે કાંઈ શારીરિક અને માનસિક દુઃખ છે તે બધુ કામભોગોની આસક્તિથી જ ઉત્પન્ન થયેલું છે, તેથી વીતરાગ પુરુષ જ તે દુઃખનો અંત પામી શકે છે. (૬)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૧૯

(૨૭૨)

ભોગી જીવાત્મા કર્મોથી લિપ્ત થાય છે અને અભોગી લિપ્ત થતો નથી. ભોગી જીવ સંસારમાં ભમે છે અને અભોગી જીવ સંસારથી મુક્ત થઈ જાય છે. (૭)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૨૫/૪૧

(૨૭૩)

સમાધિ ઇચ્છાવાળા તપસ્વી સાધુ પુરુષે ઇન્દ્રિયોના મનોજ્ઞ વિષયોમાં રાગ અને અમનોજ્ઞ વિષયોમાં દ્વેષ કરવો નહિ (૮)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૨૧

(૨૭૪)

દૃષ્ટિનો લોલુપી પતંગિયો રૂપના રાગમાં આતુર બની અકાળે મૃત્યુ પામે છે તે જ પ્રમાણે જે જીવ રૂપમાં તીવ્ર આસક્તિ રાખે છે તે અકાળે મૃત્યુ પામે છે. (૯)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૨૪

(૨૭૫)

જે પ્રમાણે હરણ સંગીતના રાગમાં મુગ્ધ બની શબ્દમાં અતૃપ્ત રહી મૃત્યુને વરે છે તે પ્રમાણે શબ્દોના વિષયમાં અત્યંત મૂર્છિત રહેનાર જીવો અકાળે વિનાશ પામે છે. (૧૦)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૩૭

(૨૭૬)

गंधेसु जो गिद्धिमुवेइ तिव्वं,
अकालियं पावइ से विणासं।
रागाउरे असोहिगंधगिद्धे,
सप्पे बिलाओ विव निक्खमंते ॥११॥

—उत्तराध्ययन सूत्र ३२/५०

(૨૭૭)

रसेसु जो गिद्धिमुवेइ तिव्वं,
अकालियं पावइ से विणासं,
रागाउरे वडिसविभिन्नकाए,
मच्छे जहा आमिसभोगगिद्धे ॥१२॥

—उत्तराध्ययन सूत्र ३२/६३

(૨૭૮)

फासस्स जो गिद्धिमुवेइ तिव्वं,
अकालियं पावइ से विणासं।
रागाउरे सीयजलावसन्ने,
गाहग्गहीए महिसे व रण्णे ॥१३॥

—उत्तराध्ययन सूत्र ३२/७६

(૨૭૬)

જે પ્રમાણે (જડીબુટ્ટી વગેરે) ઔષધિની પ્રિય ગંધમાં લોભાઈ સર્પ પોતાના રાફડામાંથી બહાર નીકળી સપડાઈ જાય છે તેમ ગંધમાં મૂર્ચ્છિત રહેનાર જીવ અકાળે વિનાશ પામે છે (૧૧)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૫૦

(૨૭૭)

જે પ્રમાણે રસનું ભોગી માછલું માંસ ખાવાના લોભમાં લોખંડના કાંટાથી ભેદાઈ ને મરી જાય છે તે પ્રમાણે રસોમાં તીવ્રાસક્ત જીવો અકાળે વિનાશ પામે છે (૧૨)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૬૩

(૨૭૮)

જે જીવો સુખદ સ્પર્શોમાં તીવ્ર આસક્તિ રાખે છે તે જંગલમાં આવેલા જળાશયના ઠંડા પાણીમાં પડેલા અને મગરથી પકડાએલા પાડાની પેઠે અકાળ મૃત્યુ પામે છે (૧૩)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૭૬

(૨૭૯)

भावेसु जो गिद्धिमुवेइ तिव्वं,
अकालियं पावइ से विणासं।
रागाउरे कामगुणेसु गिद्धे
करेणुमग्गावहिए व नागे ॥१४॥

—उत्तराध्ययन सूत्र ३२/८९

(૨૮૦)

एविंदियत्था य मणस्स अत्था,
दुक्खस्स हेउं मणुयस्स रागिणो।
ते चेव थोवं पि कयाइ दुक्खं,
न वीयरागस्स करेंति किंचि ॥१५॥

—उत्तराध्ययन सूत्र ३२/१००

(૨૮૧)

न कामभोगा समयं उवेंति,
न यावि भोगा विगइं उवेंति।
जे तप्पओसी य परिग्गही य,
सो तेसु मोहा विगइं उवेइ ॥१६॥

—उत्तराध्ययन सूत्र ३२/१०१

(૨૯૯)

જે જીવો રાગભાવોમાં અત્યંત આસક્તિ રાખે છે તે જીવો જેમ રાગાતુર અને કામગુણમાં ગૃદ્ધ થયેલો હાથી બનાવટી હાથણીને જોઈ માર્ગભ્રષ્ટ થઈ નાશ પામે છે તેમ, અકાળે મૃત્યુને વરે છે. (૧૪)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૮૯

(૨૮૦)

આ પ્રમાણે ઈંદ્રિયો અને મનના વિષયો રાગી જીવોને દુઃખના હેતુ થઈ પડે છે, પરંતુ તે જ વિષયો વીતરાગીઓને જરા પણ દુઃખકર થતા નથી (૧૫)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૧૦૦

(૨૮૧)

કામભોગના પદાર્થો સ્વયં સમતા (રાગ દ્વેષનો ઉપશમ) કે વિકાર કશું ય ઉપજાવી શકતા નથી. પરંતુ જે જીવ તેમાં આસક્ત બની રાગ દ્વેષ કરે છે તે જ પોતાના મોહથી વિકૃતિ પામે છે (૧૬)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૧૦૧

# કષાય-જય

(૨૮૨)

कोहं माणं च मायं च, लोभं च पाववड्ढणं।
वमे चत्तारि दोसे उ, इच्छंतो हियमप्पणो ॥१॥

—दशवैकालिक सूत्र ८/३७

(२८३)

कोहो य माणो य अणिग्गहीया,
माया य लोभो य पवड्ढमाणा।
चत्तारि एए कसिणा कसाया,
सिंचंति मूलाइं पुणब्भवस्स ॥२॥

—दशवैकालिक सूत्र ८/४०

(२८४)

कोहो पीइं पणासेइ, माणो विणयनासणो।
माया मित्ताणि नासेइ, लोभो सव्वविणासणो ॥३॥

—दशवैकालिक सूत्र ८/३८

(२८५)

उवसमेण हणे कोहं, माणं मद्दवया जिणे।
मायामज्जवभावेण, लोभं संतोसओ जिणे ॥४॥

—दशवैकालिक सूत्र ८/३९

# કષાય-જય

(૨૮૨)

આત્મહિતૈષી મુમુક્ષુએ પાપની વૃદ્ધિ કરનારાં ક્રોધ, માન, માયા અને લોભ—એ ચાર પ્રકારના દોષોને શીઘ્ર વમી દેવા (તજી દેવા). (૧)

—દશવૈકાલિક સૂત્ર ૮/૩૭

(૨૮૩)

કારણ કે જેનો નિગ્રહ કર્યો નથી એવા ક્રોધ અને માન તથા વૃદ્ધિ પામતાં માયા અને લોભ—એ ચારે કષાયો પુનર્જન્મરૂપી વૃક્ષના મૂળને સિંચનારા છે. (૨)

—દશવૈકાલિક સૂત્ર ૮/૪૦

(૨૮૪)

ક્રોધ પ્રીતિનો નાશ કરે છે, માન વિનયનો નાશ કરે છે, માયા (છળ-કપટ) મિત્રતાનો નાશ કરે છે અને લોભ તો સર્વે સદ્‌ગુણોનો સંહાર કરે છે. (૩)

—દશવૈકાલિક સૂત્ર ૮/૩૮

(૨૮૫)

માટે ઉપશમ(ક્ષમા)થી ક્રોધને હણવો, મૃદુતાથી અભિમાનને જીતવું, સરળતાથી માયાને જીતવી અને સંતોષ દ્વારા લોભ ઉપર વિજય મેળવવો. (૪)

—દશવૈકાલિક સૂત્ર ૮/૩૯

(२८६)

प्र०–कोहविजएणं भंते! जीवे किं जणयइ?

उ०–कोहविजएणं खंतिं जणयइ, कोहवेयणिज्जं कम्मं न बंधइ, पुव्वबद्धं च निज्जरेइ ॥५॥

—उत्तराध्ययन सूत्र २९/६७

(२८७)

प्र०–माणविजएणं भंते! जीवे किं जणयइ?

उ०–माणविजएणं मद्दवं जणयइ, माणवेयणिज्जं कम्मं न बंधइ, पुव्वबद्धं च निज्जरेइ ॥६॥

—उत्तराध्ययन सूत्र २९/६८

(२८८)

प्र०–मायाविजएणं भंते! जीवे किं जणयइ?

उ०–मायाविजएणं अज्जवं जणयइ, मायावेयणिज्जं कम्मं न बंधइ, पुव्वबद्धं च निज्जरेइ ॥७॥

—उत्तराध्ययन सूत्र २९/६९

(२८९)

प्र०–लोभविजएणं भंते! जीवे किं जणयइ?

उ०–लोभविजएणं संतोसं जणयइ, लोभवेयणिज्जं कम्मं न बंधइ, पुव्वबद्धं च निज्जरेइ ॥८॥

—उत्तराध्ययन सूत्र २९/७०

(૨૮૬)

પ્ર –હે ભગવાન ! ક્રોધના વિજયથી જીવાત્મા શું પ્રાપ્ત કરે છે ?

ઉ –ક્રોધના વિજયથી જીવાત્મા ક્ષમા ગુણને પ્રાપ્ત કરે છે ક્રોધ જન્ય કર્મોનો બધ કરતો નથી અને પૂર્વબદ્ધ કર્મોનો ક્ષય કરે છે (૫)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૨૯/૬૭

(૨૮૭)

પ્ર –હે ભગવાન ! માનના વિજયથી જીવાત્મા શુ પ્રાપ્ત કરે છે ?

ઉ –માનના વિજયથી જીવાત્મા મૃદુતાનો ગુણ પ્રાપ્ત કરે છે માનજન્ય કર્મોનો બધ કરતો નથી અને પૂર્વબદ્ધ કર્મોનો ક્ષય કરે છે (૬)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૨૯/૬૮

(૨૮૮)

પ્ર –હે ભગવાન ! માયાના વિજયથી જીવાત્મા શું પ્રાપ્ત કરે છે ?

ઉ –માયાના વિજયથી જીવાત્મા સરળતાનો ગુણ પ્રાપ્ત કરે છે માયાજન્ય કર્મોનો બધ કરતો નથી અને પૂર્વબદ્ધ કર્મોનો ક્ષય કરે છે (૭)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૨૯/૬૯

(૨૮૯)

પ્ર –હે ભગવાન ! લોભના વિજયથી જીવાત્મા શુ પામે છે ?

ઉ –લોભના વિજયથી જીવાત્મા સતોષનો ગુણ પ્રાપ્ત કરે છે લોભજન્ય કર્મોનો બધ કરતો નથી અને પૂર્વબદ્ધ કર્મોનો ક્ષય કરે છે (૮)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૨૯/૭૦

(२९०)

अहे वयंति कोहेणं, माणेणं अहमा गई।
माया गइपडिग्घाओ, लोहाओ दुहओ भयं ॥९॥

—उत्तराध्ययन सूत्र ९/५४

(२९१)

जे कोहदंसी से माणदंसी,
जे माणदंसी से मायादंसी,
जे मायादंसी से लोभदंसी,
जे लोभदंसी से पिज्जदंसी,
जे पिज्जदंसी से दोसदंसी,
जे दोसदंसी से मोहदंसी,
जे मोहदंसी से गब्भदंसी,
जे गब्भदंसी से जम्मदंसी,
जे जम्मदंसी से मारदंसी,
जे मारदंसी से नरयदंसी,
जे नरयदंसी से तिरियदंसी,
जे तिरियदंसी से दुक्खदंसी।

से मेहावी अभिणिवट्टिज्जा कोहं च, माणं च, मायं च, लोहं च, पिज्जं च, दोसं च, मोहं च, गब्भं च, जम्मं च, मारं च, नरयं च, तिरियं च, दुक्खं च।

एयं पासगस्स दंसणं उवरयसत्थस्स पलियंतकरस्स ॥१०॥

—आचारांग सूत्र, श्रु. १, अ. ३, उ. ४

(૨૯૦)

ક્રોધથી નરકમા જવું પડે છે, માનથી નીચ ગતિમા જવું પડે છે, માયાથી શુભ ગતિ પ્રાપ્ત કરી શકાતી નથી અને લોભથી તો આ લોક અને પરલોક એમ બન્ને લોકમા ભય રહેલો છે. (૯)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૯/૫૪

(૨૯૧)

જે ક્રોધને ત્યાગે છે તે માનને ત્યાગે છે,
જે માનને ત્યાગે છે તે માયાને ત્યાગે છે,
જે માયાને ત્યાગે છે તે લોભને ત્યાગે છે,
જે લોભને ત્યાગે છે તે રાગને ત્યાગે છે,
જે રાગને ત્યાગે છે તે દ્વેષને ત્યાગે છે,
જે દ્વેષને ત્યાગે છે તે મોહને ત્યાગે છે,
જે મોહને ત્યાગે છે તે ગર્ભથી મુક્ત થાય છે,
જે ગર્ભથી મુક્ત થાય છે તે જન્મથી મુક્ત થાય છે,
જે જન્મથી મુક્ત થાય છે તે મૃત્યુથી મુક્ત થાય છે,
જે મૃત્યુથી મુક્ત થાય છે તે નરકથી મુક્ત થાય છે,
જે નરકથી મુક્ત થાય છે તે તિર્યંચગતિથી મુક્ત થાય છે,
જે તિર્યંચગતિથી મુક્ત થાય છે તે દુ ખથી મુક્ત થાય છે.

તેથી બુદ્ધિવાન સાધકે ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ અને મોહથી પૃથક્ થઈ ગર્ભ, જન્મ, મૃત્યુ, નરકગતિ અને તિર્યંચગતિના દુ ખોથી નિવૃત્ત થવુ

આ દર્શન (સિદ્ધાત) હિંસાના સર્વે શસ્ત્રોથી વિરમેલા, સર્વે કર્મોનો અંત કરનાર સર્વજ્ઞ, સર્વદર્શી તીર્થંકર ભગવાનનુ છે. (૧૦)

—આચારાગ સૂત્ર, શ્રુ ૧, અ ૩, ઉદ્દે ૪.

(૨૯૨)

सुवण्णरुपस्स उ पव्वया भवे,
सिया हु केलाससमा असंखया ।
नरस्स लुद्धस्स न तेहि किंचि,
इच्छा हु आगाससमा अणंतिया ॥११॥

—उत्तराध्ययन सूत्र ९/४८

(२९३)

पुढवी साली जवा चेव, हिरण्णं पसुभिस्सह ।
पडिपुण्ण नालमेगस्स, इइ विज्जा तवं चरे ॥१२॥

—उत्तराध्ययन सूत्र ९/४९

(२९४)

कसिणं पि जो इमं लोयं, पडिपुण्णं दलेज्ज इक्कस्स ।
तेणा वि से न संतुस्से, इइ दुप्पूरए इमे आया ॥१३॥

—उत्तराध्ययन सूत्र ८/१६

(२९५)

जहा लाहो तहा लोहो, लाहा लोहो पवड्ढइ ।
दोमासकयं कज्जं, कोडीए वि न निट्ठियं ॥१४॥

—उत्तराध्ययन सूत्र ८/१७

(૨૯૨)

કૈલાસ પર્વત જેવડા સોના અને ચાંદીના અસંખ્ય પર્વતો પામે હોય છતા પણ લોભી માણસ તેથી તૃપ્ત થઈ શકતો નથી, કારણ કે ઇચ્છાઓ (તૃષ્ણાઓ) તો આકાશવત્ અનંત છે (૧૧)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૯/૪૮

(૨૯૩)

શાલી (એક જાતના ચોખા), જવ વગેરે સર્વે ધાન્યો તથા સોના અને પશુઓથી પરિપૂર્ણ આ પૃથ્વી પણ એક લોભીની તૃષ્ણા પરિપૂર્ણ કરવા સમર્થ નથી, એવું જાણીને તપ તથા સંતોષનો આશ્રય સેવો જોઈએ. (૧૨)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૯/૪૯

(૨૯૪)

ધન ધાન્ય અને વિપુલ વસ્તુઓથી પરિપૂર્ણ આ સમગ્ર વિશ્વ કોઈ એક જ વ્યક્તિને ઉપભોગ માટે અર્પણ કરી દેવામા આવે તો પણ તેનાથી તે સંતોષ પામે નહિ કારણ કે તૃષ્ણાયુક્ત આ આત્માને સંતોષવો ઘણું કઠણ છે. (૧૩)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૮/૧૬

(૨૯૫)

જેમ લાભ થતો જાય છે તેમ લોભ વધતો જાય છે. લાભથી લોભની વૃદ્ધિ થાય છે જુઓ તો ખરા ! પહેલા બે માસા સોનાની જરૂર હતી તે પછી કરોડોથી પણ પૂરી ન થઈ ! (૧૪)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૮/૧૭

(२९६)

केइ पुरिसे णत्थि णं केइ किंचि विसंवादेति, सयमेव हीणे, दीणे, दुट्ठे दुम्मणे, ओहयमणसंकप्पे, चिंतासोगसागरसंपविट्ठे, करतलपल्हत्थमुहे, अट्टज्झाणोवगए, भूमिगयदिट्ठिए झियाइ। तस्सणं अज्झत्थया असंसइया चत्तारि ठाणा एवमाहिज्जइ त–कोहे माणे माया लोहे। अज्झत्थमेव कोहमाणमायालोहे। एवं खलु तस्स तप्पत्तियं सावज्जं ति आहिज्जइ ॥१५॥

—सूयगडाग सूत्र, श्रु २, अ २, सू. १४.

(२९७)

केइ पुरिसे जातिमएण वा, कुलमएण वा, बलमएण वा, रूवमएण वा, तवोमएण वा, सुयमएण वा, लाभमएण वा, इस्सरियमएण वा, पन्नामएण वा, अन्नतरेण वा मयट्ठाणेणं मत्ते समाणे पर हीलेति, निंदेति, खिंसति, गरिहति, परिभवइ अवमण्णेति–इत्तरिए अय, अहमसि पुण विसिट्ठजाइकुलबलाइगुणोववेए। एवं अप्पाणं समुक्कसे, देहच्चुए कम्मवितिए अवसे पयाइ, तं जहा—गब्भाओ गब्भं, जम्माओ जम्मं, माराओ मारं, णरगाओ णरगं। चंडे, थद्धे चवले, माणी यावि भवइ। एवं खलु तस्स तप्पत्तियं मावज्जं ति आहिज्जइ ॥१६॥

— सूयगडाग सूत्र, श्रु २, अ २, सू. १५

(૨૯૬)

કોઈકોઈ માણસ એવા હોય છે કે તેને કોઈ કાંઈ ક્લેશ આપે નહિ, દુભાવે નહિ કે કાંઈ દુઃખનુ કારણ ન હોય છતા પણ સ્વય દીન, હીન, દુષ્ટ મનોવૃત્તિવાળો અને મનમા ભ્રષ્ટ સકલ્પો કરવાવાળો બની, ચિંતા અને શોકસાગરમા ડૂબી જઈ હથેળી ઉપર મોઢુ ટેકવી, નીચે જમીન ઉપર દૃષ્ટિ રાખી આર્તધ્યાન કરતો હોય છે નિ સંદેહ તેના હૃદયમા ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયોનુ પ્રાગટ્ય હોય છે ક્રોધ, માન, માયા અને લોભ (આત્માથી ઉત્પન્ન થતા હોવાથી) આધ્યાત્મિક ભાવ કહેવાય છે આ ભાવ જેમા પ્રગટ રહે છે તેને આધ્યાત્મિક પાપકારી કર્મોનો બધ પડે છે (૧૫)

—સૂયગડાગ સૂત્ર, શ્રુ ૨, અ. ૨, સૂ. ૨૪

(૨૯૭)

કોઈ માણસ એવો હોય છે કે પોતાની જાતિ, કુળ, બળ, રૂપ, તપ, શાસ્ત્રજ્ઞાન, લાભ, ઐશ્વર્ય કે પ્રજ્ઞાને કારણે મદમત્ત બની બીજાની અવહેલના કરે છે, નિંદા કરે છે, ઘૃણા કરે છે, ગર્હણા કરે છે અને અપમાન કરે છે તે એવુ માને છે કે બીજો માણસ હીન છે પરતુ હુ એક જ વિશિષ્ટ પુરુષ છુ, હું ઉત્તમ જાતિ, કુળ અને બળ વગેરે ગુણોથી યુક્ત છુ. આ પ્રમાણે તે પોતાને ઉત્કૃષ્ટ માની ગર્વ કરે છે. તે અભિમાની મનુષ્ય આયુષ્ય પૂર્ણ કરી શરીરને છોડી માત્ર પોતાના કર્મોને સાથે લઈને વિવશ બની પરલોકમા પ્રયાણ કરે છે. તે એક ગર્ભથી બીજા ગર્ભમા, એક જન્મથી બીજા જન્મમા, એક મરણથી બીજા મરણમા, એક નરકથી બીજી નરકમા એમ પરિભ્રમણ કરે છે તે પરલોકમા પણ ભયકર, નમ્રતા રહિત, ચપળ અને અભિમાની હોય છે. આ પ્રમાણે તે માણસને માનજન્ય પાપકારી કર્મનો બધ પડે છે. (૧૬)

—સૂયગડાગ સૂત્ર, શ્રુ ૨, અ. ૨, સૂ. ૨૫

(२९८)

से असइं उच्चागोए, असइं नीयागोए, नो हीणे, नो अइरित्ते, नो पीहए, इइ संखाय के गोयावाई? के माणावाई? कंसि वा एगे गिज्झे? ॥१७॥

—आचारांग सूत्र, श्रु १ अ २, उ ३

(२९९)

कोहाइमाणं हणिया य वीरे,
लोभस्स पासे निरयं महंतं।
तम्हा य वीरे विरए वहाओ,
छिंदिज्ज सोयं लहुभूयगामी ॥१८॥

—आचारांग सूत्र श्रु १, अ ३, उ २

## (૨૯૮)

આ જીવાત્મા ભૂતકાળમા અનેક વાર ઉચ્ચ ગોત્રમાં ઉત્પન્ન થયો છે અને અનેક વાર નીચ ગોત્રમાં પણ ઉત્પન્ન થયો છે. તેમાં કશી યે અધિકતા કે ન્યૂનતા નથી, એવું જાણીને ઉચ્ચ ગોત્રનુ અભિમાન અને નીચ ગોત્રના કારણે દીનતા ન લાવવા; અને કોઈ પણ મદ-સ્થાનની અભિલાષા પણ ન કરવી. આવું જાણી કોણ પોતાના ગોત્રનો ગર્વ કરશે! કોણ અભિમાન કરશે? અને કઈ વસ્તુમા આસક્તિ ધરશે? (૧૭)

—આચારાગ સૂત્ર, શ્રુ ૧, અ ૨, ઉ ૩.

## (૨૯૯)

હે પરાક્રમી સાધકો! ક્રોધ અને ક્રોધના કારણરૂપ અહંકારને હણી નાખો અને લોભનુ ફળ પણ મહાદુઃખદાયી નરક ગતિ છે એવુ વિચારો. માટે હે વીર પુરુષો! હિંસકવૃત્તિથી દૂર રહો અને લઘુભૂત બની શોક-સંતાપને (અથવા સંસારના સ્રોતને) છેદી નાખો (૧૮)

—આચારાગ સૂત્ર, શ્રુ ૧, અ. ૩, ઉ ૨.

# લેશ્યા

## ૨૦

લેશ્યા એ જીવાત્માનો અધ્યવસાય કે પરિણામવિશેષ છે. સ્ફટિકના મણકામા કાળો દોરો પરોવ્યો હોય તો તે મણકો અંદરના ભાગમા કાળા રગનો દેખાય છે, પરતુ વસ્તુત સ્ફટિકમા કાળાશ નથી તેમા જેવા રંગનો દોરો પરોવ્યો હોય છે તેવા રગનો તે દેખાય છે. તે જ પ્રમાણે આત્માનો પરિણામ તો સ્ફટિક જેવો છે, પરતુ કર્મસંસર્ગથી આત્મામા વૃત્તિઓનો ફેરફાર થાય છે તેને લેશ્યા કહે છે. તેથી લેશ્યા એ આત્માનો કર્મસંસર્ગથી ઉત્પન્ન થતો વિકારવિશેષ છે.

—ભીખાલાલ ગિ. શેઠ

# લેશ્યા

(३००)

किण्हा नीला य काऊ य, तेऊ पम्हा तहेव य।
सुक्कलेसा य छट्ठा य, नामाइं तु जहक्कमं ॥१॥

—उत्तराध्ययन सूत्र ३४/३

(३०१)

पंचासवप्पवत्तो, तीहिं अगुत्तो छसु अविरओ य।
तिव्वारम्भपरिणओ, खुद्दो साहसिओ नरो ॥२॥

(३०२)

निद्धंधसपरिणामो, निस्संसो अजिइंदिओ।
एयजोगसमाउत्तो, किण्हलेसं तु परिणमे ॥३॥

—उत्तराध्ययन सूत्र ३४/२१-२२

(३०३)

इस्सा अमरिस अतवो, अविज्जमाया अहीरिया।
गेद्धी पओसे य सढे, पमत्ते रसलोलुए ॥४॥

(३०४)

सायगवेसए य आरम्भाओ अविरओ, खुद्दो साहसिओ नरो।
एयजोगसमाउत्तो, नीललेसं तु परिणमे ॥५॥

—उत्तराध्ययन सूत्र ३४/२३-२४

# લેશ્યા

## (૩૦૦)

૭ લેશ્યાનાં નામો ક્રમશ નીચે પ્રમાણે છે —

(૧) કૃષ્ણ લેશ્યા, (૨) નીલ લેશ્યા, (૩) કાપોત લેશ્યા, (૪) તેજે લેશ્યા, (૫) પદ્મ લેશ્યા અને (૬) શુક્લ લેશ્યા. (૧)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૪/૩

## (૩૦૧-૩૦૨)

(મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને અશુભ યોગ રૂપ) પાંચ આસ્રવમા નિરંતર પ્રવૃત્ત રહેનાર, (મન, વચન, કાયા રૂપ) ત્રણ ગુપ્તિમા અગુપ્ત, છ કાયની હિંસાથી નહિ વિરમેલા, તીવ્ર આરંભમા વર્તનાર, ક્ષુદ્ર, સાહસી, ક્રૂર, અજિતેન્દ્રિય અને સર્વનુ અહિત કરવાની કઠિન ભાવનાવાળો—આવા યોગથી જોડાયેલો આત્મા કૃષ્ણ લેશ્યાવાળો હોય છે. (૨ ૩)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૪/૨૧ ૨૨

## (૩૦૩-૩૦૪)

ઈર્ષાળુ, કદાગ્રહી, અસહિષ્ણુ, તપથી રહિત, અજ્ઞાની, માયાવી, નિર્લજ્જ, વિષયી, દ્વેષી, શઠ, પ્રમાદી, રસલોલુપ, સાતાગવેષક (સ્વાર્થી), આરંભી, અવિરત, ક્ષુદ્ર અને સાહસિક—આવા યોગથી જોડાયેલો આત્મા નીલ લેશ્યાવાળો હોય છે. (૪-૫)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૪/૨૩ ૨૪

(३०५)

वंके वकसमायारे, नियडिल्ले अणुज्जुए।
पलिउंचगओवहिए, मिच्छदिट्ठी अणारिये ॥६॥

(३०६)

उप्फालगदुट्ठवाई य, तेणे यावि य मच्छरी।
एयजोगसमाउत्तो, काऊलेसं तु परिणमे ॥७॥

—उत्तराध्ययन सूत्र ३४/२५ २६

(३०७)

नीयावित्ती अचवले, अमाई अकुऊहले।
विणीयविणए दंते, जोगवं उवहाणवं ॥८॥

(३०८)

पियधम्मे दढधम्मेऽवज्जभीरू हिएसए।
एयजोगसमाउत्तो, तेऊलेसं तु परिणमे ॥९॥

—उत्तराध्ययन सूत्र ३४/२७ २८

(३०९)

पयणुकोहमाणे य, मायालोभे य पयणुए।
पसंतचित्ते दंतप्पा, जोगवं उवहाणवं ॥१०॥

(३१०)

तहा पयणुवाई य, उवसंते जिइंदिए।
एयजोगसमाउत्तो, पम्हलेसं तु परिणमे ॥११॥

—उत्तराध्ययन सूत्र ३४/२९ ३०

(૩૦૫-૩૦૬)

વાણી અને વર્તનમા વક્ર, કપટી, અસરળ, પોતાના દોષને છુપાવનાર, મિથ્યાદૃષ્ટિ, અનાર્ય, મર્મભેદક, બીજાના કાર્યને બગાડનાર એવો કઠોરભાષી, ચોર અને જેની રગેરગમા મત્સર-ગર્વ ભરેલો હોય-આવા યોગથી જોડાયેલો આત્મા કાપોત લેશ્યાવાળો હોય છે (૬-૭)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૪/૨૫ ૨૬

(૩૦૭-૩૦૮)

નમ્ર, અચપળ, નિષ્કપટ, અકુતૂહળી, વિનીત, દાન્ત, શુભ યોગમા પ્રવૃત્તિ કરનાર, તપસ્વી, પ્રિયધર્મી, દૃઢધર્મી, પાપભીરુ અને હિતકારક-એવા યોગથી જોડાયેલો આત્મા તેજો લેસ્યાવાળો હોય છે (૮ ૯)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૪/૨૭ ૮

(૩૦૯-૩૧૦)

જેમા ક્રોધ, માન, માયા, લોભ અલ્પ હોય, જેનુ ચિત્ત પ્રશાત હોય, જે પોતાના આત્માનુ દમન કરનાર હોય, શુભ યોગમા પ્રવૃત્તિ કરનાર હોય, તપસ્વી, અલ્પભાષી, ઉપશાત અને જિતેંદ્રિય હોય તેના આત્મામા પદ્મ લેસ્યાના પરિણામ હોય છે (૧૦ ૧૧)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૪/૨૯ ૩૦

(३११)

अट्टरुद्दाणि वज्जित्ता, धम्मसुक्काणि झायए।
पसंतचित्ते दंतप्पा, समिए गुत्ते य गुत्तिसु ॥१२॥

(३१२)

सरागे वीयरागे वा, उवसंते जिइंदिए।
एयजोगसमाउत्तो, सुक्कलेसं तु परिणमे ॥१३॥

—उत्तराध्ययन सूत्र ३४/३१-३२

(३१३)

किण्हा नीला काऊ, तिन्नि वि एयाओ अहम्मलेसाओ।
एयाहि तिहि वि जीवो, दुग्गइ उववज्जई ॥१४॥

—उत्तराध्ययन सूत्र ३४/५६

(३१४)

तेऊ पम्हा सुक्का, तिन्नि वि एयाओ धम्मलेसाओ।
एयाहि तिहि वि जीवो सुगइं उववज्जई ॥१५॥

—उत्तराध्ययन सूत्र ३४/५७

(૩૧૧-૩૧૨)

આર્ત અને રૌદ્ર એ બે દુર્ધ્યાનનો ત્યાગ કરી ધર્મ અને શુક્લ ધ્યાન ધરનાર, પ્રશાંત ચિત્તવાળો, (સદ્જ્ઞાન અને સત્ ચારિત્રથી) આત્માનું દમન કરનાર, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી ગુપ્ત, રાગસહિત કે રાગરહિત સંયમ રાખનાર, ઉપશાંત અને જિતેન્દ્રિય હોય તે શુક્લ લેશ્યાવાળો હોય છે (૧૨ ૧૩)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૪/૩૧ ૩૨

(૩૧૩)

કૃષ્ણ, નીલ અને કાપોત એ ત્રણ અધર્મ લેશ્યાઓ છે અને તે ત્રણ લેશ્યાઓથી જીવાત્મા દુર્ગતિ પામે છે. (૧૪)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૪/૫૬

(૩૧૪)

તેજો, પદ્મ અને શુક્લ એ ત્રણ ધર્મ લેશ્યાઓ છે અને તેનાથી જીવાત્મા સુગતિ પામે છે (૧૫)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૪/૫૭

(३१५)

लेसाहिं सव्वाहिं पढमे समयम्मि परिणयाहिं तु।
न हु कस्सइ उववाओ, परे भवे अत्थि जीवस्स ॥१६॥

(३१६)

लेसाहिं सव्वाहिं चरिमे समयम्मि परिणयाहिं तु।
न हु कस्सइ उववाओ, परे भवे अत्थि जीवस्स ॥१७॥

—उत्तराध्ययन सूत्र ३४/५८-५९

(३१७)

अंतमुहुत्तम्मि गए, अंतमुहुत्तम्मि सेसए चेव।
लेसाहिं परिणयाहिं, जीवा गच्छंति परलोयं ॥१८॥

—उत्तराध्ययन सूत्र ३४/६०

(३१८)

तम्हा एयासि लेसाणं, अणुभावे वियाणिया।
अप्पसत्थाओ वज्जित्ता, पसत्थाओऽहिट्ठिए मुणी ॥१९॥

—उत्तराध्ययन सूत्र ३४/६१

# કામ-વિજય

(३१९)

जे गुणे से मूलट्ठाणे, जे मूलट्ठाणे से गुणे। इति से गुणट्ठी महया परियावेणं पुणो पुणो वसे पमत्ते, तं जहा–माया मे, पिया मे, भाया मे, भइणी मे, भज्जा मे, पुत्ता मे, धूया मे, सुण्हा मे सहिसयणसंगंथसंथुया मे, विवित्तोवगरणपरियट्टण-भोयणच्छायणं मे। इच्चत्थं गढिए लोए वसे पमत्ते ॥१॥

—आचारांग सूत्र, श्रु १, अ २, उ १, गा १

(३२०)

कामा दुरइक्कमा जीवियं दुप्पडिवूहगं, कामकामी खलु अयं पुरिसे। से सोयइ, जूरइ, तिप्पइ, पिट्टइ, परितप्पइ ॥२॥

—आचारांग सूत्र, श्रु १, अ २, उ. ५

(३२१)

तओ से एगया रोगसमुप्पाया समुप्पज्जति ॥३॥

—आचारांग सूत्र, श्रु १, अ २, उ ४

# કામ-વિજય

(૩૧૯)

જે શબ્દાદિ વિષયો (કામગુણો) છે તે જ સંસારનું મૂળ કારણ છે અને જે સંસારનું મૂળ (હેતુ) છે તે જ કામગુણો છે તેથી જે શબ્દાદિ વિષયો(કામગુણો)ની ઇચ્છા કરે છે તે અતિ પ્રમાદી બની પુનઃ પુનઃ આ સંસારમાં જન્મ લે છે, અને સદા દુઃખથી પરિતપ્ત રહે છે

મારી મા, મારો બાપ, મારા ભાઈ, બહેન, સ્ત્રી, પુત્ર-પુત્રી, પુત્રવધૂ, મિત્ર, સ્વજન, સંબંધી પરિચિત (વિવિધ પ્રકારના હાથી ઘોડા વગેરે) વાહનો, ધનસંપત્તિ ભોજનો અને વસ્ત્રો–એવા અનેક પદાર્થોમાં આસક્ત રહી અજ્ઞાની જીવ સાતાના ઉપાયોના અનુષ્ઠાનમાં પ્રમાદ સેવે છે (૧)

—આચારાંગ સૂત્ર, શ્રુ ૧, અ ૨, ઉ ૧ ગા ૧.

(૩૨૦)

કામભોગોને જીતવા એ ઘણું વિકટ કામ છે જીવન પણ વધારી શકાતું નથી ખરેખર જે પુરુષ કામભોગોમાં ધ્યાનમાં રાખે છે તે વિષયોની તૃપ્તિ ન થતાં શોક કરે છે, ઝૂર્યા કરે છે, મર્યાદાથી ભ્રષ્ટ થાય છે, દુઃખી થાય છે અને પશ્ચાત્તાપ કરે છે (૨)

—આચારાંગ સૂત્ર શ્રુ ૧ અ ૨, ઉ. ૫

(૩૨૧)

કામભોગની આસક્તિથી રોગ ઉત્પન્ન થાય છે (૩)

—આચારાંગ સૂત્ર શ્રુ ૧, અ ૨, ઉ ૪.

(३२२)

अप्पमत्तो कामेहिं, उवरओ पावकम्मेहिं, धीरे आयगुत्ते खेयन्ने। जे पज्जवजायसत्थस्स खेयन्ने, से असत्थस्स खेयन्ने। जे असत्थस्स खेयन्ने, से पज्जवजायसत्थस्स खेयन्ने ॥४॥

—आचारांग सूत्र, श्रु १, अ ३, उ १

(३२३)

वाहेण जहा वविच्छए,
अबले होइ गवं पचोइए।
से अंतसो अप्पथामए,
नाइवहइ अबले विसीयइ ॥५॥

(३२४)

एवं कामेसणं विऊ
अज्जसुए पयहेज्ज संथवं ।
कामी कामे न कामए,
लद्धे वा वि अलद्ध कण्हुई ॥६॥

—सूयगडांग सूत्र, श्रु. १, अ २, उ ३

(३२५)

खणमेत्तसोक्खा बहुकालदुक्खा,
पगामदुक्खा अणिगामसोक्खा।
संसारमोक्खस्स विपक्खभूया,
खाणी अणत्थाण उ कामभोगा ॥७॥

—उत्तराध्ययन सूत्र १४/१३

(૩૨૨)

જે પુરુષ કામભોગોથી થતા દુઃખને જાણે છે તે વીરપુરુષ આત્મસંયમ જાળવીને કામભોગોમા નહિ ફસાતાં પાપકર્મોથી દૂર રહે .જે શબ્દાદિ વિષય(કામગુણો)ના અનુષ્ઠાનને શસ્ત્ર રૂપે જાણે છે તે જ સંયમને જાણે છે અને જે સંયમને જાણે છે તે શબ્દાદિ વિષયો(કામગુણો)ના અનુષ્ઠાનને શસ્ત્રરૂપે જાણે છે.

**નોંધ**-કામગુણો આત્માના શસ્ત્રરૂપ છે, આત્માના ઘાતક છે તેથી ઊલટ સંયમ આત્માનો પોષક છે (૪)

—આચારાંગ સૂત્ર શ્રુ ૧, અ. ૨, ઉ ૧

(૩૨૩)

નબળા બળદને તેનો હાંકનાર ગમે તેટલા ચાબુક મારીને હાંકે પણ તે ઊલટો ગળિયો થતો જાય છે અને છેવટે ભાર ખેંચી ન શકવાથી ખાડા આદિમા ફસાઈ પડી કલેશ ભોગવે છે (૫)

(૩૨૪)

તેવી જ રીતે કામભોગના અન્વેષણમા નિપુણ પુરુષ આજે કે કાલે કામભોગોને છોડી દઈશ એવો વિચાર માત્ર કરે છે પરંતુ (કીચડમા ફસાયેલા નબળા બળદની માફક) છોડી શકતો નથી કામભોગો તો આજે કે કાલે છોડીને ચાલ્યા જવાના છે એમ વિચારી કામી પુરુષે પ્રાપ્ત થયેલા કે કોઈ કારણથી નહિ થયેલા કામોની વાસના છોડી દેવી (૬)

—સૂયગડાંગ સૂત્ર, શ્રુ ૧, અ ૨, ઉ ૩

(૩૨૫)

કામભોગો ક્ષણ માત્ર સુખ આપનારા અને ઘણુ કાળ સુધી દુઃખ આપનારા છે. જેમા થોડું સુખ અને મહાન દુઃખ હોય તેને સુખ રૂપ કેમ માની શકાય? આ કામભોગો મુક્તિમાર્ગના શત્રુ રૂપ છે અને અનર્થોની ખાણ છે. (૭)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૪/૧૩

(३२६)

परिव्वयते अणियत्तकामे,
अहो य राओ परितप्पमाणे।
अन्नप्पमत्ते धणमेसमाणे,
पप्पोति मच्चु पुरिसो जरं च ॥८॥

—उत्तराध्ययन सूत्र १४/१४

(३२७)

दवग्गिणा जहा रण्णे, डज्झमाणेसु जंतुसु।
अन्ने सत्ता पमोयंति, रागद्दोसवसं गया ॥९॥

(३२८)

एवमेव वय मूढा, कामभोगेसु मुच्छिया।
डज्झमाणं न बुज्झामो, रागद्दोसग्गिणा जगं ॥१०॥

—उत्तराध्ययन सूत्र १४/४२ ४३

(३२९)

अच्चेइ कालो तूरंति राइओ,
न यावि भोगा पुरिसाण निच्चा।
उविच्च भोगा पुरिसं चयंति,
दुमं जहा खीणफलं व पक्खी ॥११॥

—उत्तराध्ययन सूत्र १३/३१

(३३०)

सल्लं कामा विसं कामा, कामा आसीविसोवमा।
कामे पत्थेमाणा, अकामा जंति दोग्गइं ॥१२॥

—उत्तराध्ययन सूत्र ९/५३

(૩૨૬)

કામભોગોથી અનિવૃત્ત પુરુષ દિનરાત પરિતપ્ત બની ભમ્યા કરે છે. વળી કામભોગમાં આસક્ત થયેલ પુરુષ સ્વજનો માટે દૂષિત પ્રવૃત્તિથી ધનાદિ સાધનોને શોધતાશોધતાં જરાવસ્થાથી ઘેરાઈને મૃત્યુ પામે છે (૮)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૪/૧૪

(૩૨૭-૩૨૮)

જે પ્રમાણે જંગલમાં દાવાગ્નિ લાગતા બળતા જીવોને જોઈને બીજા જીવો રાગદ્વેષવશ બનીને આનંદ પામે છે; તે પ્રમાણે કામભોગોમાં મૂર્છિત બની આપણે પણ મૂઢની પેઠે સમજતા નથી કે આ સમસ્ત સંસાર રાગદ્વેષ રૂપ અગ્નિથી બળી રહ્યો છે. (૯-૧૦)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૪/૪૨ ૪૩

(૩૨૯)

કાળ ઉતાવળો છે, રાત્રિઓ જલદી પસાર થતી જાય છે, પુરુષોના કામભોગો પણ નિત્ય નથી. પક્ષીઓ જેમ ફળ ખરી ગયા પછી વૃક્ષને છોડી દે છે તેમ પ્રાપ્ત થયેલા કામભોગો પણ પુરુષને છોડી દે છે. (૧૧)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૩/૩૧

(૩૩૦)

કામભોગો શલ્ય છે, કામભોગો વિષ છે, કામભોગો નાગ જેવા છે. કામભોગોની અભિલાષા રાખનારા જીવો બિચારા કામભોગોને પામ્યા વિના જ દુર્ગતિમાં ચાલ્યા જાય છે. (૧૨)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૯/૫૩

(३३१)

इह जीवियं अनियमेत्ता, पब्भट्ठा समाहिजोगेहिं ।
ते कामभोगरसगिद्धा, उववज्जंति आसुरे काये ॥१३॥

(३३२)

तत्तोऽवि य उवट्टित्ता, संसारं बहु अणुपरियटंति ।
बहुकम्मलेवलित्ताणं, बोही होइ सुदुल्लहा तेसिं ॥१४॥

—उत्तराध्ययन सूत्र ८/१४ १५

(३३३)

इह जीवियमेव पासहा, तरुणए वाससयस्स तुट्टइ ।
इत्तरवासे य बुज्झह, गिद्धनरा कामेसु मुच्छिया ॥१५॥

—सूयगडांग सूत्र, श्रु १, अ २, उ ३, गा ८

(३३४)

जहा य किंपागफला मणोरमा,
रसेण वण्णेण य भुज्जमाणा ।
ते खुड्डए जीविय पच्चमाणा,
एओवमा कामगुणा विवागे ॥१६॥

—उत्तराध्ययन सूत्र ३२/२०

(३३५)

उल्लो सुक्को य दो छूढा, गोलया मट्टियामया ।
दो वि आवडिया कुड्डे, जो उल्लो सोऽत्थ लग्गइ ॥१७॥

(૩૩૧)

જેઓ પોતાના જીવનને અનિયંત્રિત રાખી સમાધિયોગથી ભ્રષ્ટ થાય છે તેઓ કામભોગના રસમા આસક્ત થઈને આસુરી દેહમા ઉત્પન્ન થાય છે (૧૩)

(૩૩૨)

ત્યાથી નીકળીને પણ સસારમા ખૂબ પરિભ્રમણ કરે છે કર્મ લેપથી અતિશય લિપ્ત થયેલા તેવા જીવોને સમ્યગ્ જ્ઞાન પ્રાપ્ત થવુ અત્યત દુર્લભ છે. (૧૪)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૮/૧૪ ૧૫

(૩૩૩)

આ મર્ત્ય લોકમા પડેલા તો પોતાના જીવન તરફ જ જુઓ સો વર્ષની આયુષ્યવાળા મનુષ્યનુ જીવન તરુણ વયમા જ સમાપ્ત થઈ જાય છે માટે આ જીવનને થોડા સમયનુ રહેઠાણ સમજો એવુ જાણી ક્ષુદ્ર મનુષ્ય જ કામભોગમા આસક્ત રહે છે (૧૫)

—સૂયગડાગ સૂત્ર, શ્રુ ૧, અ ૨, ઉ ૩, ગા ૮

(૩૩૪)

જેમ સ્વાદથી અને વર્ણથી કિંપાક વૃક્ષના ફળો ભોગવતા ઘણા મધુર અને સુંદર લાગે છે, પરતુ ખાધા પછી જિંદગીનો અત લાવે છે, તે જ પ્રમાણે કામભોગનો વિપાક સમજવો (૧૬)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩૨/૨૦

(૩૩૫)

સૂકો અને લીલો એવા બે માટીના ગોળા ભીંત સામે ફેંકવા છતા જે લીલો હોય છે તે જ ચોટે છે, સૂકો ચોટતો નથી (૧૭)

(૩૩૬)

एवं लग्गंति दुम्मेहा, जे नरा कामलालसा।
विरत्ता उ न लग्गति, जहा से सुक्कगोलए ॥१८॥

—उत्तराध्ययन सूत्र २५/४२ ४३

(૩૩૭)

सव्वं विलविय गीय, सव्वं नट्ट विडंबियं।
सव्वे आभरणा भारा, सव्वे कामा दुहावहा ॥१९॥

—उत्तराध्ययन सूत्र १३/१६

(૩૩૮)

अम्मताय! मए भोगा, भुत्ता विसफलोवमा।
पच्छा कडुयविवागा, अणुबंधदुहावहा ॥२०॥

—उत्तराध्ययन सूत्र १९/११

(૩૩૯)

दुप्परिच्चया इमे कामा, नो सुजहा अधीरपुरिसेहिं।
अह संति सुव्वया साहू, जे तरंति अतरं वणिया व ॥२१॥

—उत्तराध्ययन सूत्र ८/६

(૩૩૬)

તે જ પ્રમાણે કામભોગમા મૂર્છિત દુષ્ટબુદ્ધિવાળાને કર્મ લાગે છે અને વિરક્ત પુરુષને સૂકા ગોળાની માફક કર્મ લાગતા નથી. (૧૮)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૨૫/૪૨-૪૩

(૩૩૭)

બધાં સંગીત વિલાપ જેવા છે, સર્વે નાટકો વિડંબના છે, સર્વે આભૂષણો ભારરૂપ છે અને સર્વે કામભોગો દુઃખદાયક છે. (૧૯)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૩/૧૬

(૩૩૮)

હે માતાપિતા! મેં કામભોગોને ખૂબ ભોગવી લીધા છે. તે વિષફળ જેવા છે. તેનુ પરિણામ અત્યત કડવુ અને દુ ખદાયક છે. (૨૦)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૯/૧૧

(૩૩૯)

આ કામભોગોને છોડવા અત્યત મુશ્કેલ છે. મદ અર્થાત્ કામાસક્ત પુરુષો તેને સહેજે છોડી શકતા નથી. જે સુવ્રતી સાધુ હોય છે તે, જેમ વ્યાપારી ગભીર સમુદ્રને તરી જાય છે તેમ કામભોગ રૂપ સમુદ્રને તરી જાય છે. (૨૧)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૮/૬

(३४०)

अधुव जीवियं नच्चा, सिद्धिमग्गं वियाणिया।
विणियट्टेज्ज भोगेसु, आउं परिमियमप्पणो ॥२२॥

—दशवैकालिक सूत्र ८/३४

(३४१)

एवं से उदाहु अणुत्तरनाणी,
अणुत्तरदंसी अणुत्तरनाणदंसणधरे।
अरहा नायपुत्ते भगव,
वेसालिए वियाहिए ॥२३॥

—उत्तराध्ययन सूत्र ६/१८

(३४२)

खेयन्नए से कुसलासुपन्ने,
अणंतनाणी य अणंतदंसी।
जसंसिणो चक्खुपहे ठियस्स,
जाणाहि धम्मं च धिइं च पेहि ॥२४॥

—सूयगडांग सूत्र, श्रु १, अ. ६, गा ३.

(૩૪૦)

જીવનની અનિત્યતા અને સિદ્ધિમાર્ગને કલ્યાણકારી જાણીને કામભોગોથી નિવૃત્ત થવું જોઈએ, કારણ આયુષ્ય ઘણું જ પરિમિત છે (૨૨)

—દશવૈકાલિક સૂત્ર ૮/૩૪

(૩૪૧)

આ પ્રમાણે સર્વજ્ઞ, સર્વદર્શી, પરમોત્કૃષ્ટ જ્ઞાનદર્શનના ધારક, અરિહંત, જ્ઞાતપુત્ર વૈશાલિક ભગવાન મહાવીરે ઉપદેશ આપ્યો છે (૨૩)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૬/૧૮

(૩૪૨)

તે ભગવાન મહાવીર સ્વામી સંસારના પ્રાણીઓના દુઃખને જાણનારા હતા અને તેમના અષ્ટવિધ કર્મોનો નાશ કરવામાં નિપુણ હતા, સદા સર્વત્ર ઉપયોગ રાખનાર હતા (આશુપ્રજ્ઞ હતા), તેઓ અનંતજ્ઞાની અને અનંતદર્શી હતા, એવા યશસ્વી અને ભવસ્થકેવળી અવસ્થામાં જગતના નેત્રમાર્ગમાં સ્થિત ભગવાન મહાવીરના ધર્મને તમે જાણો અને તેની ધીરતાનો તમે વિચાર કરો (૨૪)

—સૂયગડાંગ સૂત્ર, શ્રુ ૧, અ ૬, ગા ૩

**પ્રથમ ભાગ સમાપ્ત**

## પરિશિષ્ટ-૧

# ગાથાઓનો અક્ષરાનુક્રમ

### अ

# ए



# क

# ज

## थ



## द



## ध



## ण-न

## प



## फ



## ब



## भ

## म

## स

## પરિશિષ્ટ-૨

# પારિભાષિક શબ્દોના અર્થ

અદત્ત—ચોરી

અનાસ્રવ—પાપકર્મનુ આગમન બંધ કરવુ તે

અપલાપ—સત્યનો ઇન્કાર

અપ્રમત્ત—સાવધાન

અવધિજ્ઞાન—જેની દ્વારા પરોક્ષ કે અપરોક્ષ રૂપી પદાર્થોને મર્યાદિત પ્રમાણમા જાણી શકાય તેવુ વિશિષ્ટ જ્ઞાન

અષ્ટવિધ કર્મ—આઠ કર્મો-(૧) જ્ઞાનાવરણીય (૨) દર્શનાવરણીય (૩) વેદનીય (૪) મોહનીય (૫) આયુષ્ય (૬) નામ (૭) ગોત્ર અને (૮) અંતરાય.

દૌર્મનસ્ય—ઉદ્વેગ, મનનો ખેદ.

ધર્મધ્યાન—પદાર્થ સ્વરૂપની પર્યાલોચનમાં મનને એકાગ્ર કરવું તે

ધૃતિ—ધૈર્ય, સ્થિરતા.

નિર્ગ્રંથ—રાગદ્વેષની ગ્રંથિ રહિત

નિર્જરા—અલ્પાંશે કર્મનો ક્ષય

નિર્વાણ—પરમ શાંતિ અને આનંદમય સિદ્ધ અવસ્થા

પરિષહ—ભૂખ, તરસ વગેરે ૨૨ પ્રકારનાં કષ્ટ

પર્યુપાસના—સેવા

પંડિત—જ્ઞાની પુરુષ

પાપ—અશુભ પ્રવૃત્તિથી ઉત્પન્ન થતુ અશુભ કર્મ

પુણ્ય—શુભ પ્રવૃત્તિથી સંચિત થતુ શુભ કર્મ

પુદ્ગલ—વર્ણ, ગંધ, રસ અને સ્પર્શયુક્ત મૂર્ત દ્રવ્ય, આત્મ ગુણોથી ભિન્ન ગુણવાળુ મૂર્ત દ્રવ્ય.

પ્રજ્ઞા—બુદ્ધિ, મતિ, જ્ઞાન.

પ્રતિલેખન—જીવોની રક્ષા માટે ભૂમિ, વસ્ત્ર, પાત્ર વગેરેને વિધિપૂર્વક જોવા-તપાસવા તે.

પ્રત્યાખ્યાન—ત્યાગ

પ્રાવાદુક—વિવાદી; પૂર્વપક્ષી.

બંધ—આત્માનું કર્મો સાથે થતુ જોડાણ. તેના ચાર ભેદ છે—(૧) પ્રકૃતિ બંધ, (૨) સ્થિતિ બંધ, (૩) અનુભાગ બંધ અને (૪) પ્રદેશ બંધ.